દેલવાડાકર સીરીઝ.

# બહાદૂરકલો અને પ્રભાકરસુંદરી

## ઐતિહાસિક નવલકથા.

સચિત્ર (ઉત્તરભાગ) આવૃત્તિ બીજી

( સુધારા વધારા સાથે. )

લખનાર તથા છપાવનાર

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

મુ. મુંબઈ.

जातः कूर्मः सएकः पृथुभुवनभरायार्पितं येन पृष्ठं
श्लाघ्यं जन्म ध्रुवस्य भ्रमति नियमित यत्र तेजांसि चक्रम् ।
संजातव्यर्थपक्षाः परहित करणे नोपरिष्ठान्न बाधो
ब्रह्माण्डो दुम्बरान्तमर्मशकवदपरं जन्तवो जातनष्टाः ॥

" सुभाषितम्. "

સંવત ૧૯૭૨. સને ૧૯૧૬.

ધી 'ગુજરાત' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.

પાંચકુવા—અમદાવાદ.

કિમ્મત રૂપિયો સવા.

## પહેલી આવૃત્તિ--પ્રસ્તાવના!

આ નવલકથા, પૂર્વભાગ સાથે નિકટનો સંબંધ ધરાવે છે. "બહાદુરકસો ને અનાથ તારા" વાર્તામાંથી વિખુટી પડેલી પ્રમાદ-સુંદરીનો આ ભાગ બહુ ચિત્તાકર્ષક છે. આ નવલકથાના મૂળ ભાગનું ગુજરાતી નાટક, પ્રથમ મરહુમ શેઠ બાલીવાલાની નવી કંપનીમાં ભજવવાનું નક્કી ઠર્યું હતું, પણ મારા મિત્ર રા. ડાહ્યાભાઈએ તે પસંદ કર્યું. પણ તે ભજવાય તેટલામાં તેઓ સ્વર્ગસ્થ થવાથી મિ. ઘેલા-ભાઈએ કેટલાક ફેરફાર સાથે શ્રી નવી દેશી નાટક કું. લીમીટેડમાં ભજવી બતાવ્યું છે. આ નવલકથા લોકપ્રિય નીવડે એવી વકી છે. કેમકે પ્રથમ ભાગ બહુ પ્રીય થઇ પડયો છે.

શરદ ૠતુ ૧૯૫૧.
ઈ. સ. ૧૮૯૫ } લેખક.

---

## બીજી આવૃત્તિ.

લોક ઇચ્છાને માટે આ નવીન આવૃત્તિ, કેટલાક ઘટતા સુ-ધારા વધારા સાથે સચિત્ર પ્રકટ કરવામાં આવી છે. જુના સમયનું સોનું પ્રજા હજુર વેચાય છે. કિમ્મત ને કદર કરવી તેમના હાથમાં છે.

કિન્ડર ગાર્ટન સ્ટોર્સ
ગીરગામ બેકરોડ—મુંબઇ.
ભાદ્રપદ ૧૯૭૨
સપ્ટેમ્બર ૧૯૧૬ } કર્તા.

દેલવાડાકર-વાર્તામાળા નં. ૪

# બહાદૂરકલો અને પ્રમાદસુંદરી.

## સુધારેલી સચિત્ર આવૃત્તિ.

### ( ઉત્તરભાગ. )

**A lover cannot fall more glorious**
**Than in the cause of love;**
**He that deserves his mistress' favour,**
**Will not stay behind.**—*Oroonoko, 11., 2.*

**ઇંદ્રવિજય.**

બાળકનું સુખ સ્હેલ ગણાય, પરંતુ કહોજ ઉધારવું કેવું ?
સુંઘવું ફૂલ સહેલ ઘણું, પણ પાણી સિંચી ઉધરાવવું કેવું ?
વાંચન પુસ્તક સ્હેલ ઘણુંજ, તથાપિ સચિત્ર બનાવવું કેવું ?
પ્રેમ વહાણ બનાવવું સ્હેલ, પરંતુ સમુદ્ર ચલાવવું કેવું ?—૧

પ્રીત સદા કરવી બહુ સ્હેલ, નીભાવવી સખ્ત સવખ્ત સુધીમાં,
શીખવી સ્હેલ સવિદ્ય,* તથાપિ શીખાવવી સખ્ત સવિશ્વનિધીમાં;
બોલવું સ્હેલ થઇ મગરૂર, કરીજ બતાવવું સખ્ત સદીમાં,+
તોપણ પ્રીત પવિત્રપણે મન દૃઢ થતાં ઉધરે ઉદધીમાં.—૨

**ગીતિ.—**

દમયંતી દુઃખ પામી, સીતા કાદમ્બરી શકુન્તલા તો;
પણ દૃઢ પવિત્ર પ્રેમે, દુઃખ વેઠી પતિ પ્રસાદો પામીજ જો.—૧

---

* સાચી વિદ્યા. + ચાલુ જમાનામાં.

# પ્રકરણ ૧ લું.

## બહારવટીયાના રહેઠાણમાં.

સુંદર સરોવરનાં શિતળ પાણીની સુંવાળી સપાટીપર લ્હેકી દેતો પવન, જળમાં મિશ્ર થએલાં ચંદ્રના કિર્ણને ચળકાવવા બદલે છિન્નભિન્ન કરીને, અંદર વસનારાં માછલાંઓને જળરૂપી ગગનનું તારામંડળ બતાવતો હતો: જ્યારે સારસ, હંસ, બતક અને બગલાંઓને એક દોરબંધ રૂપેરી જળના કુંડમાં કુદાવતો હતો. જો કે મનોહર સરોવરપર ઝુમી રહેલી ઝુંડ ઘટા, અને નમી પડેલા પર્વતોથી નમતો ચંદ્રમા, છુપાતો, ડોકીયાં કરતો, જળચરોને નચાવતો કુદાવતો ન્હાશી જતો હતો.. અને પંદર દિવસનાં અન્તર વચ્ચે તેઓને હવે દર્શન ન દેવાની હઠીલી હઠ બતાવતો હતો, પરંતુ નિર્દોષ પંખી અને પશુઓપર પ્રસન્ન થએલો પવન, ઝાડનાં પાંદડાં ખસેડીને વારંવાર ચંદ્રનું દર્શન કરાવતો ધૈર્ય આપતો હતો. આ પ્રિય દર્શન ખીલતી કુમુદની અને હરખાતાં જળચરોને વધુ સુખદાયક થઇ પડતું હતું, પણ વિરહીજનના ઉભરાઇ જતા વિકારોથી તેને બહુ દુ:ખદાયક થઇ પડતું હતું. મધ્ય રાત્રિએ જંગલમાં વિરહી કોણ હશે? રામચંદ્ર, કે અર્જુન? ચંદ્રાપીડ કે દુષ્યન્ત? ના—ના—કાદમ્બરી—શકુન્તલા—મદલેખા ઉર્વસી—મેનકા—કે રંભા હશે. તે નહિં હશે, તો કોઇ ભૂમિપરની પરી હશે—હા—વાંચનાર? તે ધરતીપરની પવિત્ર પરી માંહેની એક સુંદરી છે. અને તે પતિથી વિખુટી પડેલી પ્રમદા—કે જે તું આ વાર્તાના આગલા ભાગમાં વાંચી ગએલો છે, તે બહારવટીઆનાં કપટ ભર્યાં કાર્યોનો ભોગ થએલી મધુર.રાજબાળા પ્રમાદસુંદરી છે. અને એજ કલાજીના પ્રેમી

વિરહથી રીબાતી, બહારવટીઆના સખ્ત અમલ તળે, અરવલ્લીના પહાડી પ્રદેશમાં, વગર ચણતરના અંધારા કિલ્લામાં કપટકળાથી કેદ પડી છે. એ પેહેરેગીરો માંહેનો એક નગ્રમાં ખાવાનું લેવા ગયો છે. અને બીજો એક પુખ્તવયનો, દયાળુ શખ્સ પ્રમાદનાં રક્ષણ માટે રહેઠાણમાંજ ચોકી કરતો બેઠો છે. રાત્રી વીતીજવા આવી હતી, આકાશપ્રવાસી પુર્ણિમાંનો ચંદ્ર, ગગનના પ્રવાસથી પરવારીને પાતાળમાં પ્રવેશ કરવાની તૈયારીપર હતો. જંગલ વેરાન સર્વ સુન્ય સાન છતાં, તમરાં અને દેડકાંઓના બારિક સ્વરથી ગાજી રહેલું હતું. પતંગ અને બીજા ચળકતા દેખાવો સિવાય સકળ જગ્ત શાન્ત થઇ ગયું હતું. ઝાડો-પર દયા લાવનાર પવન, તેને શાન્ત કરીને પોતે પણ શાન્તિ લેતો હતો. અને પાણીનો પ્રવાહ લગાર સ્થિર ચાલતો હતો. તે વેળાએ એ રાજબાળા એક ઘાસની પથારી પર નિદ્રા લ્હેતી હતી. રાજ-મેહેલ, મખમલના ગદેલાં, દાસ, દાસીઓ, મિષ્ઠાન ભોજન, અને આનંદકાળને બદલે માત્ર પહાડી ગુફા, પથ્થરવાળી કે ઘાસની પથારી, ફુલ ફળનો આહાર, અને ભ્રમિતકાળ તેના સ્વપ્નામાં સુખના સંતોષ વચ્ચે પ્રવાસ કરતો હતો. ઘણી જાતના પ્રયત્નો અથવા તો બહુ પ્રકારની મુશ્કેલીથી પણ એ સુંદરી, એક ઊંઘણસી અને બીજા આળસુ પેહેરેગીરના પંજામાંથી છટકી જઇ શકે તેમ નહતી. કેમકે રહેઠાણનો બંદોબસ્ત મજબુત છે, એમ બહારવટીઆઓએ જણાવ્યું હતું, તો પણ, ખેર; કદી તેને પહોંચી શકત—પણ મ્હોટી પીડા તો એ હતી, કે બહારવટીયાનો મુખ્ય નાયક. જે જોધપુરના મહારાજા અભયસિંહ સામે બહારવટું કરતો સાથીઓને લઇ ફરતો હતો તેઓને છુપાવાની, અને લુટફાટ કરવાની જગ્યા, તેના રહેઠાણ નજીકની હતી, એટલે કેટલાક લોકો ત્યાં પળે પળે અને સ્થળે સ્થળે કોઇ સજજડ બીલ્લુપર લુટ ચલાવવા ફરતા રહેતા હતા. અને એ પહાડી

જંગલમાંથી પ્રમાદને ન્હાસીને બહાર પડવાનો માર્ગ એકજ જાણીતો હતો, એટલે તે લાચાર બની હતી; અને એ સબબે પણ નિર્બળ થએલી સિંહણ આખરે દરેક ઉમેદોના પર ઠંડુ પાણી રેડીને હૃદય વિચાર પર લાગુ પડેલી અગ્નિ વધારે પ્રદિપ્ત કરતી હતી. તેને દરેક વ્યાધિમાં એક પીડા વધારે સતાવતી હતી, અને તે તેણીના પવિત્ર-પણાપર તરત વેળા બળાત્કાર થવાનો ભય હતો. આ ભયને લીધે તે સ્વપ્નામાં કંઇ કંઇ બોલતી હતી.

દરેક માણસના છુપા વિચાર જાણવાનો માર્ગ માત્ર તેની નિદ્રાવસ્થામાં થતો લવારો એજ મુખ્ય કહે છે. અને એમ ધારીને પ્રમાદના મુખમાંથી નીકળતો બારિક સ્વર, જાણે તેણી કોઇની સાથે વિતંડાવાદ કરતી હોય તેવો જણાતો હોવાથી, પેલો એભલ અહીરણી તેની પાસે ગયો; અને પ્રમાદના મુખમાંથી અનુકંપ ભરેલા કેટલાક બોલો સાંભળ્યા. " દાનીયા ? હું તને મ્હારા ભાઇ જેવો ગણું છું. પછી તારી ખોટી દાનત થાય તો ભલે–પણ તેમાંથી કંઇ સારૂં ફળ મળવાનું નથી. હું અબળા છું, પણ સબળા છું. હું શિયાળના કારસ્તાનથી કેદમાં પડી છું, પણ તું જાણતો નથી કે સિંહનું બચ્ચું છુ ? " વળી પ્રમાદપર જાણે કોઇ બળાત્કાર કરતું હોય, તેમ તે ચમકીને ઉઠી, અને દોડતી દોડતી બોલી " ખબરદાર–દુર રહે દાનીયા ? " પ્રમાદને બેભાન હાલતે દોડતી જોઇને એભલ તુરત પાછળ દોડયો, અને તેણીને ધિરજ આપીને ઉભી રાખી. પ્રમાદ અભરાયલીજ હતી. તેનો ચહેરો વિક્રાળ બનેલો હતો. તેણીને વસ્ત્રોનું પુરતું ભાન ન હતું. તે વિવેકને બદલે અમર્યાદાનો ઉપયોગ કરતી હતી. પણ તેને ભાન આવતાં એ સર્વ વિસરી જઇને એભલ કને પોતાની ભ્રમણા વિશે કેટલીક હકિકત કહીને ખરી વાત છુપાવતી હતી. એવી મકસદથીકે " રખે આ માણસ પણ લુચ્ચા દાનીયાની

સાથે મળી ગએલો હોય, અને ફરીને ફસાવવાની યુક્તિમાં મીઠું મીઠું બતલાવીને ભોળી ભામિનીને છેતરતો હોય." પણ તેતો કલ્પનામાંજ રહ્યું, અને એક ઘડીમાં તેને પ્રતિસ્મરણ થયું કે એભલ એક અફીણી પણ પુખ્ત વિચારનો બહારવટીયો પણ ઊંચા ખવાસનો, અને દુશ્મન પણ ખાનદાન આદમી હતો. તેને અનીતિપર તિરસ્કાર હતો. જુલ્મ, એ બોલથી તેને પોતાને ત્રાસ છુટતો. બદદ્યાનત, તેના હૃદયમાં પ્રવેશ કરવા બદલે, તેનાથી દુર વસી હતી. અને તે દયાળુ, માયાળુ ને વિશ્વાસુ છે, એમ જાણ્યા પછી પ્રમાદે પોતાનું જીવન કેવું ત્રાસ ભરેલું છે, તે જણાવા માગ્યું. પણ તેણી કંઇ હકિકત જણાવે, તે પહેલાં એભલ બોલ્યો. " દિકરી ? તારે બિલકુલ બીક રાખવી નાઇ. તું મારી દિકરીસે. અને તારી હાસી દ્યાનત મારી મા સે. બોલ–તુંને કોઇ દુઃખ દીયેસ ? મારા પર વિહવાહ રાખીને વાત કરજે. હુંને, તું તારો વેરી જાણુતી હોહે, પણ હું ભાગ્યાનો ભેરૂ, ને ખોટાનો એરૂ સઊં. તું હારા માબાપની દિકરી સે. અને હાચી દ્યાનતની સે, ઇ પારખવું કંઇ કઠણ નથી. કાં કે મોરનાં ઈંડાં સીતરવાં પડતાં નથી. તી હારૂ હું તુંને કઊંસ, કે તારા મનમાં જે કાંઇ પીડા ઉભી થઇ હોય, થએલી હોય, કે હવે પસી થવાની હોય, તે બધી જણાવી દે. હું તેનો બરાબર ખુલાહો કરૂં. ને તારાપર પડતું દુઃખ ઓસું કરૂં. હરમાઇ માં, આપણે બાપ દિકરીનો નાતો સે, ઇમ ધારીને હઊ વિપત કહી દેજે." એભલે વિશ્વાશ બેસાડયો. તેણીના પર દયા ખાધી, પણ કમળાની આંખે પીળું જોનાર પ્રમાદને તેનાપર એકાએક ભરૂંસો આવ્યો નહિ. એક ખાડનાં બે દડકાં જુદા ખવાસનાં હોય, એ તેણીને યોગ્ય લાગ્યું નહિ, તો પણ પોતાના આત્માની ખરી લાગણીથી તેના મનના અંદેશા દુર કરવા લગાર વાત આગળ ચલાવી.

"તમારી મ્હારાપર ઘણી દયા છે, નહિં વારૂં ?" પ્રમાદે ધીમે સાદે કહ્યું.

"હા—ને તે પણ વરી ખરા દીલની ખુહીશી. હાસી નીતિથી, ને હાફ નજરથી !" એભલ બોલ્યો.

"તમે બોલો છો તે વિચારીને, જીવ ઠેકાણે રાખીને! કે લહેરમાં ?"

"હું અફીણીસે, ઇ વાત ખરી. પણ જ્યાં ખરી વાત કરવાનું ટાણું હોય, ત્યાં હું તેવોસે નથી. તું બીક રાખીને પુસેસ ઇ હું હમજુંસ, કાંકે પસાહ દીવાળી તારાં કરતાં મેં વધારે કાઢીસ. પણ તું ધારેસ, તેવું કાંઇસે નથી દિકરી ? હું ધારૂંસ કે તુંને મારો વિહવાહ એહતો નીં હોહે, અથવા તો તું હરમાતી હોહે, પણ હવે હુંજ કઉસ કે તું છમણામાં હું બકતીથી ? દાનીયો તારા ઉપર ખોટી નજર રાખેસ ? કહીદે. હું તેનો સેડો આણું. ભણ્યે. તું મારી દીકરી નથી તો પણ ધરમની દિકરી સે, ને દાનીયો મારો હાથીડોસે, પણ અધરમનો વેરી સે. મેં હાંભળ્યુંસ કહી દે."

"હા—હા—પણ—" પ્રમાદ બોલતાં અટકી. "ઓસકામાં—બોલ—હિમ્મતથી બોલ ?"

"દાનીયો મારાપર ખોટી નજરથી જોય છે. ને તેથી મને ભય છે. કે એક વખતે તે મને હેરાન કરશે. હું અહીં કોને કહું ? જો કે એ મારાથી ફાવી જવાનો તો નથીજ, પણ દુઃખ તે દુઃખજ !"

"તું ગભરા રખે, ઇંમ કરજે, ઇને તું કાલ વાયદો કરજે, ને હું ખાવાનું લેવાનું બ્હાનું કરીને બહાર જઇ છપાઇહ. પસી તરત હું આવીને દાનીયાની ખબર પુસીહ ! મારો હાદ હાંભળીને તું દાનીયાનું કાળું મોઢું કરીને લુગડામાં હંતાડી રાખજે, હું ઢોંગ કરીને તેને બહાર કાઢીહ. અને પસી લુગડાના ગાંહડાને ઉપાડીને મ્હારા

હાથીઓની પાંહે લઇ જાવાહ—હો—બીહમાં દિકરી ?"

એભલે યુક્તિ બતાવી, પોતાના નીચ ખવાસના સાથીની નઠારી ટેવ છોડાવવા પ્રપંચ રચ્યો, અને એક પવિત્ર રાજબાળાને પોતાનો વિશ્વાસ બેસાડીને આગળ વાત ચલાવી "દીકરા ? તું કોણસે ?" પ્રમાદ ગંભીર અને ધિમા અવાજે, પણ ધિરજથી બોલી "દયાળુ શખ્સ ? હું એક નવાગઢના મહારાજાની નિર્દોષ રાજબાળા છું. પણ ત્યારે મને કહેશો કે મને તમે અહીં શામાટે લાવ્યા, ને લાવીને શું કરવાના છે ?" ડોસાએ નમ્રતાથી કહ્યું "બેટા ? તને કંઇજ કરવાનું નથ. માત્ર અહીં લાવવાનું કારણ એટલુંજ સે, કે તારો થનાર ધણી કુલોજી, અભેહિંગનો ભાઇબંધ સે, તેથી જો તુંને પકડી લાવે, અને તે કુલોજી જાણે, તો તે અભેહિંગને વાત કરીને હમારૂં હમાધાન કરે, બહ. " ત્યારે આ ખબર કલાજીને કાને પડી હોવી જોઇએ, ખરૂં કેની ?" પ્રમાદે હિમ્મતથી સવાલ કર્યો. "હોય બી—હુંને ખબર તો નથી. પણ ગીયાસતો ખરા, પસી કોણ જાણે, ભણે કીં ગીયાં હોહે. હું કરીએ બાપા ? હમે પણ રવડતા થીઆસ. નાહક વગર ઇ એભલે હમારો ગરાહ આંસકી લીધો. ને તેથી હમારે આવું કરમ કરવું પડેસ, ઇણે તો વરી કેદમાં પણ ઘોંસી ઘાલ્યાથા, પણ માંડમાંડ નાહી ચાલ્યા. દીકરા ? તેની તારે ફકરનીં, તુંને કંઇ ઇજા થાવા દેહું નીં. જેવી તારા ઘરમાં હખી રહે, તેમજ આંહી રેજે. " એભલે નીતિની છાપ બેસાડતાં કહ્યુ. " પણ, બાપુ ? ત્યારે હું પુછું તેનો જવાબ દેશો ? મને એ લોકો ફોસલાવીને અહીં લાવ્યા ત્યારે તેઓએ કલાજીપર લખેલો કાગળ મને બતાવ્યો કે જે કાગળ એક દાબડામાં હતો, અને તે કલાજીને મેં આપ્યો હતો, ત્યારે તમારા સાથીઓ પાસે એ કાગળ ક્યાંથી આવ્યો હશે ?" પ્રમાદે ગદ્દગદતે સાદે પુછ્યું. "કેતાતા કે તેને દાબડો જડી ગયો. અને તે

ભાગતાં તેમાંથી કાગળ નીકળ્યો. એક જણે કાગળ વાંચ્યો. તો તેમાં તારૂં નામ નીકળ્યું; એટલે રાંડનાઓએ ઠરાવ કીધો કે હવે વેર લેવાનો એ રહતો હીધોસે. ઇ સોકરીને ઉપાડવી, અને પસી કુલાને કહીને તેનું હમાધાન કરવું." ભોળા દીલના એભલે ખરી હકિકત કહી દીધી, પણ તે હકીકત સાંભળીને પ્રમાદ રડતી રડતી બોલી "એ દાબડો મેળવતાં કદી જીદના મારેલા તમારા સાથીઓએ દાબડાના ગુમાવનારને તો હેરાન કર્યો નહિ હશે? કેદ કર્યો હશે, તો કંઇક તમારો છુટકારો થશે, પણ જો ઠાર કર્યો હશે, તો તમારો એક ઉપાય નથી." "ઇતો હું જાણતો નથીં. ભંભેરાઇ રહેલા તો હતા, પસી કોણ જાણે હું કીધું હોય, હું તો હંગાતે હતો નહિ, પણ હાંભળેલું કહુંસ. બાપુ આપણે તો કાનને દોહ સે. કરે તે ભરે, મેં તો ઇને હમજાવેલું કે મુક્કાની પીડા—થાવાનું હોહે તે થાહે, તુંને પાસી મુકી આપવા પણ મેં તો કહીઉથુ, તું તો એકોમ હતી, પણ આજના જવાનીઆ કંઇ માને? હું તો બડીઉ લહીને મારવા દોડતોતો. પણ તારે હંતા કરવી નહિ!" "બુઢ્ઢા કાકા! હું કેમ ચિન્તા ન કરૂં? કુલોજી જો જખમી થયો હોય તો—" પ્રમાદ રડી પડી. એભલે દયા લાવી કહ્યું. "બાપુ? રડમાં—કલાને મારે તો પસી એનું કામ બીજો કોણ કરી દેય? તે ઉપરથી હું જાણું કે કુલાને મારેલો તો ની હોહે. હા. હજી ઇ બધી વાત થઇ હોય તો હુંને ખબર કરેની? જીવારે હાંબર હરોવર અને નવાગઢ વસગાળે અભેહિંગ અને હમારા સાથીઓને ઝપાઝપી થઇ હતી, અને તે વખતે કલાજીએ હમારા હંગાથીઓને મારીને કાઢી મુક્યા તા, તે પસી ઇ મળેલોજ નથ. "પણ પછી મળ્યો હોય તો આગલું વેર લે નહિ?" "ના—ના—હમણું કાંમસે, ત્યાં હુધીતો આતા બાપા કરીને કામ લેહે—કુલોજી હારો માણહસે. ઇ કજીઆમાં

વસમાં પડત નહિ. પણ હમારાઓએ કોઇ જાનરાના હંધને લુટેલો, તેથી કલો વસમાં પડયો. વળી ઇ પેલેથી જાણતો નહતો કે એભલ હાથે જગડો કરનાર તેના હાચા હકદાર સે; નહિ તો તીયાંજ હમાધાન કરી દેત." "ત્યારે એ વાતને કેટલોક વખત થયો હશે ?" "થોડાજ દી." પ્રમાદને સ્મરણ થયું, કે જ્યારે એઠી વાવડી પાસે કલોજી મળ્યો હતો, અને ત્યાં એક અનાથસુંદરીનો સાદ આવતાં ત્યાંથી વિખુટો પડયો હતો, તેજ વખતનો આ બનાવ બનેલો લાગે છે. પણ રખે ત પછી તેને વિઘ્ન નડયું હોય ! રખે તે આ ચંડાળોથી હેરાન થયો હોય ?" એમ કલ્પના કરતી છુપાં આંસુ પાડવા લાગી. એભલ તેણીને ધિરજ દેવા લાગ્યો. દયા ખાવા લાગ્યો. સમજાવવા લાગ્યો. પણ અંતરની ઉર્મીથી દુઃખ પામેલી અબળા છાની રહી નહિ.

"દીકરી ! તું એમ રડયા કરીહ, તો હુંકાઇ જાઇહ. સાની રે બાપુ ! ગરીબ બિસારી ! ઘણી દયા સુટેસ, પણ હું કરૂં ! ?" બીજા પર રીસ ચડાવીને દયાની લાગણીથી જોઇ એભલ બોલ્યો.

"તમને મ્હારા પણ ઘણી દયા આવ છે, ખરૂં ?" પ્રમાદે રડતે સાદે કહ્યું.

"હા, પણ, પણ—" વિચાર કરતો મુંડી ખંજવાળવા લાગ્યો.

"પણ, ત્યારે મને અહીંથી છોડી મુકોની ? હું એકલી ચાલી જઇશ—તમારી દયાથી છુટીશ, તો અજાણી છતાં મારૂં રહેઠાણ શોધી લઇશ, જો મને બચાવો. અનાથની વ્હાર કરો. મને છોડવાથી તમને બે લાભ થશે. જો હું વચનથી કહું છું કે એ બે લાભ હું ખચીત બાપના બોલ સાથે અપાવીશ. એક તો મને છોડશો, તેથી મ્હારો રીબાતો જીવ આશિષ આપશે, અને એ આશિષથી મને ઇશ્વર તમારો હક મેળવવાને યારી આપશે. અને એ યારીથી હું તમને,

તમે કરેલ ઉપકારનો બદલો વાળી આપવા માટે બનતી કોશિષ કરીશ" પ્રમાદ તેને સમજાવવા લાગી.

"મ્હારે કબુલ છે. પણ દાનીયો—" એટલું બોલતાંજ ચંડાળ દાનીયો રખેવાળ ખાવાનું લઇ આવ્યો, અને કમનસીબ **પ્રમાદ** નિરાશ થઇને ગુફામાં ચાલી ગઇ. **એટલે** ખાવાનું લીધું, અને દાનીયાને હુક્કો ભરવાનું કહીને, તે **પ્રમાદ** પાસે આવ્યો. **પ્રમાદે** તેનું માન રાખીને કેટલીક મીઠાઇ લીધી. અને પાછળથી ખાવાનું કહીને તેને બહાર કહાડયો. દાનીયાથી પોતે તદન બેવિશ્વાસ બની હતી. "મીઠાઇમાં ઝેર ભેળેલું હોય તો !" એ તેને શંકા હતી, તેથી મીઠાઈ ખાવા બદલે અપવાસ કરવાનું ઉચિત્ત ધાયુ હતુ; અગર જો તે વિશ્વાસુ હોત, તો પણ આ સમયે તેનું મન એટલું ઉગ્ર થયલું હતું. કે માત્ર કલાજીની મુખમુદ્રા સિવાય બિલકુલ બીજી ચીજો પર તેનો ભાવ હતો નહિ. તે એકલી રિબાતી હતી. બહારવટીયાના રહેઠાણમાં તે ચાર દિવસથી રહી હતી, પણ તે દિવસો વર્ષોના કરતાં અધિક કંટાળા ભરેલા પસાર કરતી હતી. તેનું દુઃખાયલુ દીલ રૂધિરથી તૃપ્ત થતા સંતોષ વચ્ચે સ્થિતિ પામતું હતું, અને પોતાના કરતાં, પ્રિય કલાજીની શી ગતી થશે ! એ ચિન્તામાં તેનું મગજ ભ્રમિત થતું હતું. ખરૂં છે કે,

**દોહરો**—વિરહીજનની વેદના, જાણે વિરહી જન:
પ્રસુતાની પીડા નહિ, જાણે વંધ્યા તન.

કલોજી, ચંચળ અને બહાદૂર શખ્સ હોવાથી બહારવટીયાના પંજામાં સપડાય તેમ **પ્રમાદ** કબુલ કરી શકતી નહતી. તોપણ ઝાઝાં નબળાં લોકો સાથે વેર કરવામાં ફતેહમંદી નથી, એ તેના અનુભવને વધુ દુઃખ ભર્યું પરિણામ લાગતું હતું. "કલોજી આ વાત જાણતો હોય, તો કેમ તજવીજ ન કરે ! શું તજવીજ કરતાં વખત લાગ્યો

. હશે, કે તારાના મોહમાં મને વિસારી દીધી હશે ?" આ ભ્રમણામાં ભુલી પડેલી ભમરી પોતાના પ્રિયતમની રાહા જોતી રિબાતી હતી.

---

## પ્રકરણ ૨ જું.

### પ્રમાદનો છુટકારો !

**વસંત તિલકા.**

છે સત્યતા દીન તણીજ દયાળુ દેવી,
છે તે નિરાશ્રયતણી પ્રિયમાત જેવી;
જેણે સદા સુનીતિથી સૅત્ય દેવી સેવી,
અંતે ખરી નીવડીતે જયશાળી કેવી ! ૧

દ્રૈપદ સુતા* બચી દુઃશાસન દુઃખમાંથી,
નૈષધ પ્રિયા+ ઉગરિ રે કળિ મૂખમાંથી;
સીતા સતી ઉપરિ લંકપતિ દગાથી,
સર્વે સ્ત્રીઓ ઉગરિ પારજ સત્યતાથી. ૨

. નિર્દોષ અબળાને આ ચંડાળોના પંજામાંથી છુટી જવાનો એકે ઉપાય ન હતો, તોપણ એ એભલની ધિરજ ઉપર તેણીને લગાર વિશ્વાસ બેઠો હતો, અને તેથી કોઇ વખતે તે સહિસલામત બચી શકશે એમ તે માનતી હતી. જો કે એ ધિરજ મળતાં છતાં નવી નવી જાતના તર્કની સાથે થતો વિતંડાવાદ તેણીને કંટાળા રૂપ થઇ પડતો હતો, તોપણ એકાન્તમાં પોતાના વિશ્વાસુ સાથિથી અળગી ન થવા માટે તેજ વિવાહને સુખરૂપ ગણ્યો હતો. એભલની મદદ,

---

* દ્રૈપદી. + દમયંતી.

અને ઇશ્વરની યારી તેણીને કદી મદદગાર થઇ પડે, તોપણ પોતાના પવિત્રપણાનો નાશ કરીને લુટફાટ ચલાવનાર દાનીયાનો ત્રાસ ઘડી પ્રતિઘડી ભયના ઉમળકાથી ઉભરાતો હતો, અને તેથી તેનું ચિત્ત વ્યગ્ર રહેતું હતું, જો કે એભલના કહેવા મુજબ તેણીએ સર્વે ડાક રચવાની ઇચ્છા બતાવી હતી, તોપણ તે દરેક વસ્તુને પૂરતા વિશ્વાસ સાથે જોઇ શકવાને એ નશીબ બની હતી. પ્રમાદે, એભલ કને એક જાતનો કાળો રસ કઢાવી રાખેલો હતો, અને દાનીયાને કપટકળાથી કેદ કરવાની હિમ્મત રાખતી હતી, તો પણ અબળા તે અબળાજ, ઘડીવારમાં તે નાહિમ્મત્તદાર બની જતી હતી. આખરે થોડાજ સમયે એભલનો બહાર જવાનો લાભ લઇને તે પાપી દાનીયો, પ્રમાદ પાસે આવ્યો હતો, અને કરતુકી કારસ્તાનનો પહેલો તેમ છેલ્લો અંક ભજવી બતાવવાની તૈયારી કરતો હતો. પ્રથમ પ્રવેશમાં તેણે પ્રમાદને વિશ્વાશ બેસાડવા માંડયો—લલચાવવા માંડયો—હરખાવવા લાગ્યો—પણ નિર્દોષ પ્રમાદના સત્યપણાના ઝલકાટથી ઉઠી રહેલાં તેજમાં એ કામાંધી નર બિલકુલ અંજાઇ ગયો નહિ. કેમકે તે ખરી નજરથી જોઇ શકતોજ ન હતો, એટલે એ સબબે તેનો વાંક ગણવો તદ્દન વૃથા હતો. કદી ખરે વખતે અંજાત, પણ પ્રમાદના મનમાં તેને છળવાની કપટ વાસનાએ વાસ કર્યો હતો, એટલે એ પ્રસંગ, રીતથી જુદો હતો. "કેમ બાઇ ? હારી પખે તો ખરાં ? ગરીબ દાનીયા ઉપર દયા તો સે ?" ધિઃકાર પામેલો કૂતરો જેમ શર્મ છોડીને ફરી ફરીને પુંછડી હલાવતો, લુખા અને અજીઠા ટુકડાનો ભિખારી થઇને આવે; તેમ દાનીયો લપાતો લપાતો, મુખ મલકાવતો, ચંડાળ જીભને ચલાવતો, અને પોતાની નજરને ખરા પ્રવાહના શસ્ત્રપરથી હડાવી પોતાના મનથી માનેલું ને પોતાનુંજ બનાવેલું ( કામી ) કઠોર હથિયાર જોતો, પ્રમાદ પાસે આવ્યો.

પ્રમાદે "વેરી આદરભાવ સાર" એ વાક્ય મુજબ ચંડાળ દાનીયાને ચળિત કરવા અને પોતે જાણે અજાણીજ હોય, દાનીયાએ કરેલી નાદાની તેણીના મનપર વસીજ નહોય, તેમ તેણી ડોળ ઘાલતી બોલી.

"દયા ? હું સરખી એક કમતરીન સ્ત્રી દયા કરવાને લાયક હોય, તો તારા અમલ તળે કેદમાં કેમ રહું, વારૂ ? હું અબળા જાત શી દયા કરી શકું ? દયા તો તું કર—તુંજ મને મદદ કર—તુંજ છુટકારો કરી આપ"

પ્રમાદ, જાણે તેનાજ આધારે, તેનીજ મદદવડે ઉમેદ બાંધી રહેલી હોય, તેમ વિનતી કરતી બોલી—દગલબાજ હીચકારાને છાપરે ચડાવ્યો—વાંદરાને દારૂ પાયો—ઊંટને ઉકરડે બેસાડયો. દાનીયો હરખાઇ ગયો. તેના મનમાં એમજ લાગ્યું કે "આ સ્ત્રીને જેમ ભોળવીશું, તેમ ભોળાઈ જશે. લલચાવશું તેમ લલચાઇ જશે, ને તેવી રીતે ખોટુ ડોળ ઘાલીને ઉડાવી જઈશું, તો ચાલી આવશે. અનાથ અને નિરાધાર હોવાથી, અબળા અને ભયમાં હોવાથી, તેણીની શરણ થઇ જવાને હઠ નહીં કરશે" એવું ધારીને તે મીઠું મીઠું બોલી વધુ છુટ લેહેવા લાગ્યો. પોતાના મનમાં મલકાતો, જાણે પ્રમાદનો પ્રેમ પોતે વોરી લીધો હોય તેમ હરખાતો, પ્રમાદની પાસે ઘેલાં ઘેલાં લાડ કરતો, પોતાનો વિશ્વાસ બેસાડવા, અને તેણીને ખાસ પોતાની કરવા કાલું કાલું લવતો તેણીને ધીરજ દેવા લાગ્યો. એક મગતરૂં આકાશમાં ઉડવાની પ્રબળ હિમ્મત કરે, એક મચ્છર સમુદ્ર ઉલંઘન કરવાની પ્રોઢ કોશિષ કરે. એક પતંગ પ્રચંડ દાવાનળમાંથી પસાર થવા મગરૂરી કરે, તેમ એ પાપી એક પવિત્ર અબળાના પર બુરી નજરથી જોવા—અને તેનો પ્યાર મેળવવા તજવીજ કરવા લાગ્યો—પ્રમાદનાં ગંભીર, પોતાને પસંદ પડતાં, અને ખરે એ બો-

લોની વાક્ય ચાતુર્યતામાં સમાયલો ભેદ, જાણે દાનીયા જેવા ખોટી દાનતના નાદાનનું મન રિઝાવતો હોય, તેમ તેના હૃદયમાં સમાયલી કુપટકળાનો પહેલો પડદો ઉઘાડયો અને દાનીયો બોલ્યો.

"હું તો દયા કરવા અને તને મદદ કરી છુટકારો આપવા એક પગે તૈયારસું, પણ તું હમજે તારેકની? આજતો જમાનો ઇવોજસે. આજતો જીને પગે પડીએસ, તે સાપરે સડેસ, ને જેનો ટોટો દાબીયેસ તેજ નીચો નમેસ. તું તો ઘ્ર લાગનીસે, કે હમારો હરદાર તુંને હેરાન કરહે, તારે હુંને કેહેકે દાનીયા? હવે હાલ તૈયારસું. તુંને હજી હુંઠનો હવાદ ચાખવાની મજા મળેલી નથી, તો પણ તું મારૂં માનેસ કયાં?—" દમમાં અને વ્હાલમાં, હસવામાં અને મશ્કરીમાં તે બોલ્યો. પ્રમાદે તેને વધુ ઉત્તેજન આપ્યું. તેણી જાણે દાનીયાને ચાહતી હોય, તેનો ઠપકો કબુલ કરીને તેનાજ આશ્રયે રહી બોલતી હોય, તેમ પ્રમાદે કહ્યું.

"શું માનું? તું કહેની, માનવાનું શું છે? જો તું મને સહી સલામત મ્હારે ગામ પહોંચાડી આવે, તો તારો ઉપકાર માનું, બીજું શું?" પ્રમાદ, હજુ દાનીયાની મનની વાત સમજેલીજ નથી, એમ ડોળ કરતી બોલી. દાનીયો તેને વધુ સમજાવીને કહેવા લાગ્યો.

"હુંને ઇનામ તો કીં નઈજ કે?" ડોકું નમાવીને હસતો હસતો બોલ્યો.

"દઇશ. ખુશી કરીશ. તારો જન્મસુધી આભાર માનીશ. તારાં વખાણ કરીશ. તને સુખી કરીશ." પ્રમાદના બોલવામાં જેટલી પવિત્રતા, તેથી બમણી ચંડાળતા દાનીયાના પેટમાં વસેલી હતી. હોય તેમ બનવા જોગ હોય ખરૂં.

"હુખી કરીહ? હા! હા! હા! હું તારાથી હખી થાઇહ?

હું તારૂં ઇમાન—અરે ઇનામ લઇહ, અને હું રાજી થાઇહ ? હું ઇમાન દઇહ ? હુને કેમ હુખી કરીહ ?" દાનીયો ભરમાયો—પ્રમાદ પોતાની વાત સમજી ગઇ હોય, તેમ "આંધળાની આંખે સર્વ અંધારૂં દેખાય" તેમ તેને સ્મરણુ થયું. તે છુટ લહીને બોલવા લાગ્યો. તેની પાપ ભરેલી બુદ્ધિએ તેને અવળો માર્ગ બતલાવ્યો. તેના વિકારી મનડાંએ તેને ખોટી રીતે ઉશ્કેર્યો. તેના પાપગૃહોનું પ્રબળ વધી પડયું, અને તેને લોઢાની પનોતી બેઠી હોય, તેમ એક પ્રબળ અગ્નિની જાળ વચ્ચે હાથ ઘાલવાની હિમ્મત્ત કરવા લાગ્યો. પ્રમાદ તેના મનના દરેક વિચારો જાણવા, અને છુપાઇ રહેલા એભલને દર્શાવવા જેટલા પ્રપંચ થઇ શકે, જેટલી મશ્કરી કરી શકે, જેટલી રીતે તેને ઉડાવી શકે, અને જેટલી રીતે તે કપટ જાળમાં ફસાવી શકે, તેટલી બાજી રમવા લાગી. પેલાને રમાડવા લાગી. **પ્રમાદના** મનમાં બિલકુલ દોષ વસ્યો નહિ. તેણીને પવિત્ર આત્મા સાક્ષીભૂત થયો. તેની પ્રેમઉર્મિ તેને પુષ્ટિ દેવા લાગી. તેણીની પવિત્રતા પેલાને ઉડતો જોઇને હાથ કરવા લાગી. નિર્દોષ પ્રમદાની ચાતુર્યતા જોઇ સજીવ અને નિસ્તેજ ચિજો ધન્યવાદ આપવા લાગી. પ્રમાદ દાનીયાને હરખાવવા બોલી.

"તારા મનની સઘળી ઉમેદ પાર પાડીશ. તારી ઘણા દિવસની ભૂખ ટાળી નાખીશ."

"કઇ ભૂખ ? ખાવાની,—પૈહાની,—કે તારી—" વધુ છુટ લઇને એ ચંડાળ સ્પર્શ કરવા લાગ્યો.

"વળી બીજી ભૂખ તે કઇ ? આબરૂની—ધર્મની—કે વફાદારીની—" પ્રમાદ હજુ દાનીયાની રીતમાં સમજતી નથી. તેવું જણાવીને—મનમાં તેના વિચારો જાણ્યા છતાં શરમને લીધે. કે સ્ત્રી જાતની ટેવને લીધે હઠિલાઈ કરતી હોય. ઉડાવતી હોય, મનમાં ખરો

વિચાર છતાં તેને જણાવવાને હઠ કરતી હોય, તેમ બતાવીને બોલી દાનીયાએ તેનું સત્યતા ભરેલું મન ન ઓળખતાં પાપથી ભરેલા વિચારે બોલ્યો—તેનું નશીબ ફર્યું.—

"મ્હોબતની—મ્હોબતની '—

"એટલે? મ્હોબત શું? ભાઇ બ્હેનની મ્હોબતની કેની? હં-હં-હવે સમજી" રીસ ન કરતાં ઊલટી રીતે ઉડાવવા લાગી—દાનીયો તેને સમજાવવા લાગ્યો—

"અરે, ની?—ની?—તારી મીઠી મીઠી વાણી હાંભળવાની; તારાં ગુલાબી મોંઢામાંથી ઝરી પડતી અમરત હરખી ભાખા હાંભળવાની? હોવે—"

"તેની હું ક્યાં ના કહું છું—ખુશીથી—હું તને મારી પાસે રાખીશ. અને દરરોજ હું બોલીશ, તે તું સાંભળજે—ખુશી થજે—હરખાજે—મલકાજે—બસ?"

"ત્યારે તો મીઠી વાણી હંભળાવહે—તેમ મીઠી" દાનીયો પ્રમાદના અંગપર ધસ્યો—પ્રમાદ દુર ખસી—એવામાં જોસભર પોકારતો, દાનીયાના નામની બુમ મારતો એભલ રહેઠાણની અંદર આવવા લાગ્યો—પ્રમાદે ધ્રુજારો કર્યો.

"દાનીયા? હવે શું કરશું? આપણે ફસી પડયાં—તું છુપાઇ જા—"

"હા, હા, ભલી થઇને હંતાડ, તારે પગે લાગું. ઇને કાંઈ વાત કરીહ માં, ને આવે તવારે કેજે, કે દાનીયાને રેસ લાગોસ, તી જંગલ ગીયોસ હો?" ગભરાતો દાનીયો બોલ્યો.

"હા, હા, જો પેલું ગોદડું છે, તે ઓઢીને સંતાઇ જા. હું તેને બહાર તને શોધવા મોકલું, તો તું મારી સાથે આવશે? આપણે બેઉ ન્હાસી જઇએ, કેમ?" પ્રમાદે બનાવ્યો.

"હા, હા, હું તૈયાર શું. અરે, તું મ્હારી હાથે આવે તો

તુંને ઇવી મજા કરાવું ? જાણે તુંને પણ એક લેરખડો મલ્યોતો. હું તો મોજીલોસું. પણ હું કરૂં ? કદર કરનાર નથી. હું ! હું ! હંતાભેંસ હો ? જો પેલો આવી મરેસ."

"પણ તું મુંજાઇશ તો ? તુંને રંગ લગાવવા દે. અને મોઢું ઉઘાડું રાખ, એટલે કોઇને જણાય નહિ, ને તું શ્વાસ લઇ શકીસ ! કેમ ?"

"હા ઇ પેલાં નંભરની વાત. સોપડ—હુંને હમણાં તો ઇવો થાવા દે. પસી રાંડનાને બધાને રડાવીહ."

પ્રમાદે, કાળો રસ તેને મોઢે લગાવ્યો, અને ગોદડામાં વીંટાળીને એક ખુણામાં બેસાડયો. અગાઉ કરેલી ગોઠવણ મુજબ વફાદાર બેભલ આવ્યો. અને દાનીયાની શોધ કરવા લાગ્યો. આજુબાજુ જોવા લાગ્યો. અને બહાર પણ જઇ આવ્યો. દાનીયાનું મન સ્થિર હતું, તેણે તો એક દીલની દિલ્લીનો કિલ્લો જીતી લઇને હવે સત્તા ભોગવવાની ઉમેદમાં હતો. પ્રમાદ પોતાની થએલી છે, એમ માનતો હતો, એટલુંજ નહિ, પણ હવે તે સદાનો સુખી થઇને રાજ ભોગવશે એમ ધારતો હતો. પણ તે ધારણા થોડાજ વખતમાં વિરૂધ્ધ પાર પડી. અને તેની નીચ વૃત્તિનું ફળ તેજ વખતે મળ્યું. બેભલે, તેના મુખભણી જોયું, અને "ભૂત" ના નામની બુમ પાડીને દાનીયાના મોઢા તરફ એક કાંકરો ફેંકયો. દાનીયાથી બોલાયું નહિ, તેમ મોઢું છુપાવી શકાયું નહિ. રડાયું પણ નહીં, તેમ હરી ફરી શકાયું નહિ. એટલે તુરત બેભલે તેનું ગોદડું પકડયું, અને ઉપાડતાં તેને જાણે ભૂત જેવું મડદું લાગ્યું હોય, તેમ ભય પામતો બોલ્યો "બાપરે! હતો કોક મરેલું મડદું ભૂત થઇ આવેલું. સોકરી ? તું બીહમાં, હમણાંજ પાહેની અંધારી વાવડીમાં નાખી આવું" એટલું બોલીને તેને પકડયો, અને ચંડાળ દાનીયાને ઉપાડી તે લઇ ચાલ્યો. હવે

તેના ભોગ ફરી વળ્યા. તેનાથી બોલ્યા શિવાય રહી શકાયું નહીં. ઉઘાડું પડીને અપકીર્તિ લેવી ઠીક લાગી, પણ મરવું ગમ્યું નહીં. તેણે એક યુક્તિ કરી હોય તેમ સમજીને તે એભલની ખાંધપરથી કુદી પડયો. ને દાનીયો એકદમ નાઠો. તેના મનમાં લાગ્યું કે એભલ એમ જાણશે કે ભૂત છે, તેથી પાછલ આવશે નહિ; અને તે રહેઠાણમાં પહોંચશે તે અગાઉ બીજે રસ્તેથી પોતે તેની અગાઉ રહેઠાણમાં પહોંચી જશે, તેથી આ કારસ્તાનનો ભેદ માલમ પડશે નહિ. વળી પ્રમાદ કંઇ કહેશે નહિ. એમ ધારીને તે દોડયો, પણ તુરત એભલ ડોસે તેને પકડી પાડયો ! કુદરતે, વૃધ્ધ અને વફાદાર નરને યારી આપી. દાનીયાને ઠેસ વાગી, ને બેભાન પડયો કે એભલે પકડી પાડયો. અને તુરત પોતાને માથેથી સેલું કહાડીને તેને મજબૂત બાંધ્યો. આ એક પાપી પોતાનાં અધમ કર્તવ્યનું ફળ મેળવી ચુકયો, પણ નિર્દોષ પ્રમાદ પોતાના પવિત્રપણાનું સંરક્ષણ સંપૂર્ણપણે કરીને ગઇ !

---

## પ્રકરણ ૩ જું.

---

### કર્નલ લેલીના આશરામાં પ્રમાદસુંદરી.

---

કમળાની આંખે પીળું જોનાર, અથવા દુઃખથી અંધ બનેલી આંખે કાળું જોનાર પ્રમાદે, માત્ર એક મહાપુરૂષને કામી નર તરીકે જોયો, અને તેને ક્ષુદ્ર અનુકંપ ઉત્પન્ન થયો.

દાનીયાને એભલ ઉપાડી ગયો—પ્રમાદ, વિપદચક્રના ચકરાવામાં ઘેરાયલી, વિચાર વમળમાં વિંટળાયેલી વેલી, ઘેલી જેવી બનીને તે નિર્બળ અબળાનું રૂપ ધારણ કરવા લાગી. હવે પછી નવુંજ કૌતુક

નીકળશે, અને તેના પરિણામમાં અનિષ્ટ ફળ ભોગવવું પડશે, એમ તે માનવા લાગી. તેનું મન બાવરૂં બની ગયું. વિપદ્‌વિવશ સુંદરી પોતાની વિત્તકવાર્તા પ્રભાતનાં ઉદ્યોગી પશુ પક્ષિઓને, કે સુંદર સરોવરમાં વસતાં નિર્દોષ જળચરોને અથવા તો પ્રકાશ પામતા સૂર્યના પ્રબળ તેજથી પ્રખ્યાત પામેલા કિર્ણના પ્રતાપથી બીડાઈ જતી કુમુદનીને કંઇ કહેતી હોય, તેમ સરોવરના કિનારાપર આવીને બોલી. તનમનના વિચારોની લગામ છુટી કરીને છુપી રહેલા દરદોને ખુલ્લા કરીને, ભયમાં પડેલી બાળા નિર્ભય થઇને બોલી; માત્ર એકજ વાકય બોલી " એકલડી અબળા હું દારૂણ દુ:ખમાં, શરમાળી સીતા રવડે શી ગત જો ?" આ વાક્યની અધુરી રહેલી પણ બીજી કડી વધુજ ગાય, તેટલાંજ જાણે તેણીને કોઇએ રોકી હોય, અથવા તો પોતાના દુ:ખાયલા મનની દારિદ્રતાથી, કે તપેલા તનની તાલાવેલીથી પણ અમુક દુ:ખના સબબે રોકાઇ હોય, તેમ અચેત થઇ ભૂમિપર ઢળી પડી બેભાન બની ગઇ, સરોવરપર બેઠેલી સુંદરી, જાણે અવર દુનિયાનો પ્રવાસ કરવા લાગી—તેનું કઠણ હૈયું, અને પવિત્ર આત્મા તેની સાથેજ દુ:ખ દેતો, મદદ કરતા ચાલ્યા—દાનીયા પછીનો બીજો અનુભવ મેળવવા તૈયાર થઇ. સમય સંકળનાજ તેવી એટલે ઇશ્વર શાનો પાપી ? ખરાં સોનાને કસોટીમાં કહાડે, તોજ તેની પરિક્ષા થઇ શકે ! પહેલી પરિક્ષા દિલ્લી સુલતાને સાંભર સરોવરમાં કરી—બીજી પરિક્ષા બહારવટીયાના રહેઠાણમાં દાનીયાએ કરી, અને ત્રીજી પરિક્ષા થવી અણી ઉપર છે. એક જુદીજ દુનિયાનો આદમી પ્રેક્ષક છે. ભલે કરે—જેનો અભ્યાસ દૃઢ અને પાકો છે, તો પછી મુસલમાન હિંદુ, અંગ્રેજ કે પારસી, ગમે તે પરિક્ષક આવે. ગમે તે ભાષાની પરિક્ષા કરે તોપણ શું ? બે પરિક્ષક આવી ગયા. હવે એક કુલીન કૂળનો અંગ્રેજ શિકારી નીકળી આવ્યો. શિકા-

રમાં થોડો જખમી થઇને મરીને ગયો, અને પોતે ભૂલો પડયો, દરમ્યાન આ જંગલમાં આવતાં તેણે મનોહર કુમારિકાનો મીઠો પણ કરૂણાજનક અવાજ સાંભળ્યો. નીતિના ધોરણને જાળવી રાખવામાં એકકો, ઇન્સાફની અદાલતમાં શું, કે મહા જંગલમાં શું, પણ એકજ ન્યાયથી વર્તનારો, દુષ્ટનો સંહાર કરવાને માટેજ હોદ્દો પકડનારો અંગ્રેજ ગૃહસ્થ, આ વખતે વનવાસી સ્ત્રીને ખાસ તેના દુઃખમાંથી મુક્ત કરવાનીજ ઇચ્છાથી જે તરફથી સ્વર આવ્યો તે તરફ ચાલ્યો, પણ સ્વર બંધ પડયો. તેણે ઘડીભર માર્ગને ચુકાવી દીધો. અને આડો માર્ગ પકડયો, એટલે તો સહેલથી એ સરોવર પાસે આવી પહોંચ્યો. થોડે દૂરથીજ તેણે ઈંદ્રની પરી જેવી પ્રમદાને નિંદ્રામાં અથવા તો બેભાનમાં ઘેરાયલી જોઇ. પાસે આવ્યો, તેની ચિત્તવૃત્તિ ચળી. માત્ર મોહથી ઉત્પન્ન થતી નિર્દોષ પ્રેમવાસના, અને દૃષ્ટિથી વિકાર પામેલો મનનો ઉભરો તેને ડોલાવવા લાગ્યો; પણ નીતિના અંકુરથી ભરપુર ભરાઇ રહેલો આત્મા એ વસ્તુને સમસ્થળ ગણવા લાગ્યો.

ભરચક યુવાનીમાં લચી રહેલી રાજબાળા, જંગલના તાપ તડકાથી જો કે સહેજ શુષ્ક થઇ હતી, તોપણ પોતાની નમણી ખુબસુરતીમાં, જેમ ચંદ્રની અંદર છવાયેલી કાળી છાંટ વધુ મોહ આપે છે, જેમ ચંદ્રવદનીના ગોરા ગાલપર કાળી ટીપકી વધારે ખુબસુરતી દર્શાવે છે, તેમ આ મનોરમાના મુખચંદ્રપર એ અવસ્થા વધારે મોહિની પ્રગટ કરતી હતી. તેની કાળી ભ્રમર, ગુલાબી ગાલપર લપટી રહેલી લાલ છાંટ, વિખરાયલા અને તેલથી રહિત છુટા, ગણીએ તો ગણાય તેવા વાળનો જથ્થો, જાણે એક ફેશનેબલ અંગ્રેજ લેડીના પોશાકમાં ઝળકી રહેલી ફેશન, આ સ્થળે એક હિંદુસ્ત્રીના લેબાસમાં તૈયાર થએલી હોય, તેવીજ જોઇને એ

અંગ્રેજ ગૃહસ્થે ભુલાવો ખાધો. આ ખુબસુરતી કને પોતાની અંગ્રેજી ખુબસુરતી શરમાતી હોય, તેમજ તેના મનને થતાં, માત્ર વધુ પોતાનો વિચાર ન જણાવતાં એટલુંજ બોલ્યો કે, “ ખરેખર ખુબસુરતી એજ આ દુનિયામાં કીરતારની સઘળી બક્ષિસમાં ઉત્તમ બક્ષિસ છે. અને એ બક્ષિસના દેનાર કિરતારે જેને તેનો ભોક્તા કીધો છે, તેજ પોતાની જીંદગી સફળ કરી ગયો છે. ” આ મનમોહના નારથી તે ચળિત થયો. પણ તેનાપર અધમ દષ્ટિથી કે બળાત્કારથી તેની ઇશ્વરી બક્ષિસ પોતે મેળવી લેવાને હઠીલો થયો નહિ. એ અંગ્રેજ અમલદારને, આ નારીનાં પવિત્રપણાં વિષે શક ન ગયો, પણ તે કેવા ખવાસની છે ? એ જાણુવા માટે અથવા તો માર્ગ મેળવવા માટે કારણ શોધીને તેની પરિક્ષા કરવાની મરજી થઇ.

પ્રમાદ, સુતી હતી; ઉઠે, ત્યાં સુધી તેણે એજ સ્થળે થોભવું ઉત્તમ ગણ્યું હતું. પણ તેને વધુ રોકાણ થાય, એ સબબે કુદરતીજ પ્રમાદને ખબર પડી હોય, અથવા તો તેના હૃદયમાં વસી રહેલી પવિત્રતાએજ તેને ઉઠાડી હોય, અથવા તે હિંદી સ્ત્રીઓનો ઝમક ભરેલો પવિત્ર ટેક દેખાડવાને અધીરી થએલી પ્રમાદને આત્મ સ્મરણ થયું હોય, તેમ તે ઉઠી. પણ નિશ્ચીંત થાય તે પેહેલાં, આ ભલો અને દયાળુ પણ પરિક્ષા કરવા બેઠેલા ચકોર અને રોફદાર અંગ્રેજને જોયો, ને જેમ ગભરાયલી સિંહણ, ઘાતકી શિકારીના સપાટામાં સપડાઇ જતાં જરા અનુકંપે તેમ કંપવા લાગી. કૂતરાનાં કારસ્તાનથી છુટયા પછી શિયાળના સપાટામાં આવતાં તે ડરવા લાગી. તેણીને શું કરવું તે સુજ પડયું નહિ. આરસપહાણનાં પૂતળાની માફક ત્યાંજ ઉભી થઇ રહી. માત્ર પથ્થર રૂપ પરી થઇને જેમ ઇંદ્રના પ્રકોપના બળીદાનમાં હોમાવા બેઠેલી બકાવલી સિધ્ધ બની જાય, તેમ બની ગઇ—અંગ્રેજ અમલદાર જેમ જેમ તેની છટા-

દાર અંગની ઘટના જોતો, તેના મનની ઇચ્છા જાણવાને ચકિત થતો, ધીમે ધીમે પણ પોતાના લશ્કરી નહિ, પરંતુ શિકારી ઠાઠમાં પાસે આવતો ગયો. અંગ્રેજ અમલદારો રાજમાં અવારનવાર આવતા હતા, ને તે અમલદારો વિષે રાજગઢમાં ખાનગી વાતો થતી હતી, અને તેઓનો ભલો ખવાસ, વિચિત્ર બુધ્ધિ, દયાળુ, અને ૯૯ વિશ્વાશ માટે કંઇ મહત્તા વપરાતી હતી. તો પણ વિશેષે કરીને, જંગલ, એકાન્ત, અને નવી દુનિયાના પુરૂષને જોઇને કદી પ્રમાદસુંદરી અનુકંપે એ તદન અસંભવનિય કહેવાશે નહિ. પણ આ અનુકંપ વીરરસથી ભરપુર હતો—ક્ષત્રિય લોહિનો ઉકળતો ઉકાળો, તેના પરિક્ષકને પોતાની ખામી સિવાય ખુબી બતલાવવાને તે તીવ્ર બન્યો હતો; અને દાનવનો વધ્ધ કરવાને કેમ જાણે આપોઆપ ભવાનીજ ઉભી હોય, તેવી કુમારિકા, પોતાના પવિત્રપણાના પ્રબળથી પ્રચંડ રૂપ ધરીને, પ્રશ્ન કરનારને યોગ્ય ઉત્તર આપવા તત્પર થઇ રહી.

પ્રમાદ, જુવાન—મિજાજી, અને ક્ષત્રી જાત હતી, તો પણ સમયને સંભાળનારી અને શાણી હતી, એટલે અંગ્રેજ જેવા ચતુર ચકોરને પણ મ્હાત કરીને સમય સમયના રંગ બતલાવવામાં બહાદુરી વાપરતી હતી, તેણીએ આ આફતમાં બચવાનો જુદોજ બચાવ શોધી રાખ્યો હતો, એમ ન હતું. અંગ્રેજ શિકારીએ જેમ ખાસ હિંદી સ્ત્રીઓનાં પવિત્રપણાં વિષે પરિક્ષા કરવા ધારી હતી, તો આ બહાદૂર રજપૂતાણીએ પણ અંગ્રેજોના ખાસ ખવાસ અને નીતિ જાણવા માટે પરિક્ષા કરવાનો ઠરાવ કર્યો હતો. માત્ર મોહિની કળાનો નવો ઉપયોગ કરીને તેણીને કંઇક નવું જાણવું હતુ, અને તો પણ પરિક્ષક જેવા રોફમાં રેહવાને તેણીએ પક્કો ઠરાવ કર્યો હતો.

એ અંગ્રેજ શિકારી એક અમલદાર હતો, અને તે રાજ-

પુનાનાના એક ખંડ-ભાગનો રેસીડેન્ટ હતો. તેનું નામ **કર્નલ લેલી** હતું. તે ભલા ખવાસના અંગ્રેજનું નામ દરેક કોઇને પ્રિય હતું.

"હા, બાનુ ? હું અંગ્રેજ છું. અને ઘણા વખતના સહવાસથી હું ગુજરાતી જુબાન જાણું છું. ખાસ એ ભાષાનો મેં અભ્યાસ કરેલો છે. હું તમોને જોઇને ખુશ થયો છું.

"હવે જો તમો મ્હારા પિતા તરીકે મારી ઓળખ માગો છો, તો કહું છું, કે હું જંગલવાસી સ્રી નથી, પણ રાજકન્યા છું. અહીં મારૂં રહેઠાણ નથી, પણ કેટલાક બહારવટીયા મને પકડી લાવેલા છે, અને હું દુઃખથી રીબાઉ છું. જો તમને દયા આવતી હોય, જો તમે મને પુત્રી દાખલ ગણતા હોય, જો તમો ઇન્સાફી,નિસ્પૃહી, અને દયાળુ છે, તેવુંજ માન રાખતા હોય, તો મને બચાવો. હું અબળા છું-તમારે શરણે છું—

"ખુશીથી બચાવીશ, બેટી ? તુ કયા રાજાની કન્યા છે ?" કર્નલ લેલીએ તેને ધીરજ દઇ પુછ્યું.

"જયગઢના ઠાકોર જયસિંહની કન્યા છું, પણ એક કારસ્તાની ફુતસાનો ભોગ થઇ છું. તમારૂં નામ કહેશો " ? પ્રમાદે ગરીબાઇથી પુછ્યું.

"મારૂં નામ કર્નલ લેલી છે."

"કર્નલ લેલી ! કેવું માયાળુ અને માન ભરેલું નામ છે ? તમારૂં દયાળુ નામ હું મારા પિતાને ત્યાં સાંભળતી હતી. બલ્કે મેં તમોને જોયા પણ હતા."

"હા. હું જયસિંહ રાઠોડને મળ્યો છું. તેની સાથે મ્હારે પિછાણ છે. હરકત નહિ, હવે તું નિર્ભય થઇ ચાલ. હાલ તુરત હું તને મારે બંગલે લઇ જઇશ. કે જ્યાં મ્હારી મહોરદાર મેડમ માર-ગરેટ અને મ્હારી છોકરી મીસ લયલા છે; તેની પાસે તને રાખીને.

નારા બાપને ખબર આપીશ. અને તે પછી હું તારા શત્રુ બહારવ-ટીયાને પકડવા જઇશ. કેમકે હાલ મ્હારી પાસે બચાવ માટે કંઇ નથી—હું જંગલમાં ભૂલો પડીને અહીં આવેલો છું. ”

“ પણ અહીંથી જવાનો માર્ગ એકજ છે, અને ત્યાં બહાર-વટીઆ ફરે છે. ”.

“ ના. તને સમજાવવાજ એવું બતાવેલું છે, અહીંથી ત્રણ રસ્તા નીકળેલા છે. ચાલ જલદી. પણ તું થાકી જશે તો ? કેમકે મારી પાસે વાહન નથી. અને વાહન મેળવતાં આપણને ચાર પાંચ કોસ ચાલવું પડશે. ”

“ તેની ફિકર નહિ. હું ચાલીશ. ઇશ્વર તમારૂં ભલુ કરો. ઠીક અવસરે આવી પહોંચ્યા—નહિ તો મારૂં વગર મોતે મરણ થાત. મને એ લોકો બહુ પજવતા હતા. બગડેલી દાનતના જંગલી મને સતાવતા હતા. હાય! હું કેવી ભાગ્યશાળી ? નીતિમાન અંગ્રેજોના ઉમદા ખવાસથી મારો કેવો બચાવ ? ખચિત હું તમારો ઉપકાર માનું છું—હું એક તમોને પિતા તરીકે માન આપુંછું. તમોએ બજાવેલી ફરજ માટે શું બદલો આપી શકું ? ” પ્રમાદા ગદગદતે કંઠે બોલી.

“ મ્હારી ફરજ હું બજાવું છું. હું શુદ્ધ અંગ્રેજ છું, ખાસ ઇનસાફને ખાતર કદી કોઇનો જાન બચતો હોય, તો તે બચાવવામાં કદી મારો જાન આપવો પડે તો આપવાને બિલકુલ નિડર રહું છું. તું મ્હારી બેટી છે. અનાથ છે. સપડાયેલી છે. મારો ઉપકાર શું છે? આ નિર્બળ ઉપકારનો બદલો ઇશ્વર તરફથી, અને તારા આત્મા તરફથી મળી ચુકો છે. છોકરી ? તું નશીબવાન છે. ચાલ—હવે વધુ વાર થોભવું જોખમ ભરેલું છે. ”

“ કેવી મેહેરબાની ? કેટલી દયા ? કેવી મમતા ? ભલા સાહેબ હું માનું છું કે તમેજ મ્હારા પિતા થયા છો. તમારા જેવા પિતાના

ફરજંદો કેવાં સુખી હશે!"

"તું જોશે—થોડાજ વખતમાં જોશે—મ્હારી લયલા તારા જેવીજ ગંભીર અને ગુણીયલ છે, નમ્રતાવાળી—સાદી—પવિત્ર—ધર્મ-ચુસ્ત અને વિદ્વાન છે. તેણીને ગુજરાતી ભાષાનો બહુ શોખ છે. અને હરીલી લયલા હવે મ્હારા એક રતિલાલ નામના વિદ્વાન કારભારીના હાથતળે ગુજરાતી ભાષાની તાલીમ લહે છે, પણ તે વાત જાણવા પહેલાં તારી હકીકત મારે જાણવી જોઇએ."

"બાપુ!—અરે—હું કેવી તમને બાપુ કહી દઉં છું—મને તમે કેવા મ્હારા બાપુ જેવા લાગો છો! સાહેબ? મારા બાપુ તો મારા પર કઠોર છે, પણ આપ તો—

"તારા બાપુ તારા જેવી નેકજાદ પુત્રીપર કઠોર હોય તેનું કારણ શું હશે વારૂ?" લેલીએ શંકા કરીને વચ્ચેજ પુછયું—

"શંકા કરવા જેવું કંઇ નથી. તેમાં મ્હારા પિતાનો દોષ નથી—હમારા હિંદી રાજવંશીઓમાં અને વધુ કહું તો હિંદુઓની ઘણીખરી દરેક નાતોમાં એવો ધારો છે કે લગ્નની બાબતમાં પરણ-નાર વર કન્યાથી લગનની વચ્ચે આવી શકાતું નથી, પણ માબાપોજ તેનાં લગ્ન ગોઠવી આપે છે.—"

"હા—મારા જાણવામાં કેટલુંક આવેલું છે, અને વધુ આવતું જાય છે. એ હાલ મ્હારા કારભારી મી. રતિલાલ માર-ફતે હમે હિંદીવાનોના ધર્મ અને રીતિ રિવાજપર ભાષણ ચલા-વવા માંડયું છે. જો કે તે પુર્ણ થવાને વખત છે, તો પણ મેં થોડું જે કંઇ સાંભળ્યું છે, તે પરથી માનું છું બાનુ? કે તેમાં સ-ઘળો દોષ બાળકીયોનો નહિ, પણ તેનાં મા બાપોનોજ છે—લગ્ન ગોઠવવું તે માબાપનું કામ છે ખરૂં, તો પણ તેનો મોટો આધાર પરણનારપર રહેવો જોઇએ—અને શું તમારા કેસમાં પણ તેમ—

"હા—તેમ થયું છે. મે જે વરને પસંદ કીધો છે. તે પ્રસ-ન્નમુખી, જાગીરદાર અને શુરો રજપૂત છે. પણ મ્હારા બાપુ સાથે તેને બનાવટ નથી, તેથી હું રીબાઉંછું, અને તેને લીધેજ હું આ બ્હારવટીયાના પંજામાં સપડાણી છું. મેં ધારેલો પ્રિયતમ, જોધ-પુરના દરબારનો મિત્ર છે, અને આ બ્હારવટીયા જોધપુર રાજ્ય-ની વિરૂદ્ધ છે, તેથી તેઓએ વખત જોઇને અને મને ઊંધું ચતું સમજાવીને મ્હારા પ્રિયતમને મેળવવાની લાલચથી લલચાવી લઇ આવ્યા, એવી મતલબથી કે હું તેઓના હાથમાં હોય, તો મારો થનાર ધણી મને ખેંચી લહેવા જોધપુર દરબારને સમજાવીને તે લોકોનું સમાધાન કરે—પણ અંતે તો સર્વે જુદેજ માર્ગે કામ ચાલ્યું, અને હું અભાગી, રીબાતી દુઃખી થતી તમારે શરણે આવી છું."

"ફિકર નહિ કર—હું તારા બાપુને સમજાવીશ, અને તેં પસંદ કરેલો ધણી યોગ્ય હશે, તો હુંજ તારાં લગ્ન કરાવી આપીશ" આ વિનોદ છેવટ પ્રમાદ—સુંદરીના લાભમાં ફળીભૂત થયા પછી તેઓ ચોકસ સ્થળમાં આવ્યાં, અને તે સ્થળમાંથી વાહન લઇને રાત્રિ પડતાં મી. લેલીને બંગલે બન્ને જઇ પહોંચ્યાં. મી. લેલીની સાથે એક હિંદી રૂપવાન સ્ત્રી છે, એમ જ્યારે તેણીની મેડમ મારગ-રેટે જાણ્યું, ત્યારે પ્રથમ તો તે વહેમાયલી અંગ્રેજ અબળાને શોષ પડ્યો. તર્કવાદી પણ શાણી અને ગંભીર મારગરેટ કેટલીક અધુરા અનુભવે પુર્ણમત બાંધી બેસનારી અંગ્રેજ લેડી ન હતી—તેથી તેણે પોતાના થાકેલા પતીને ખુલાસેથી પુછ્યું—અને જ્યારે તેણીએ જાણ્યું, કે આવેલી સ્ત્રી એક રાજ્યકીય કુટુંબની કુંવરી પણ દુઃખિયારી છે, ત્યારે તો તેણીએ પોતાનો ભલો ખવાસ બતાવીને માયાથી ઘેરી લેવામાં બિલકુલ ઓછી ઉતરી નહિ. મી. લેલીએ, આ બાળાની સાથે બનેલો વિનોદ રાત્રે સર્વેને જાહેર-કીધો આ પરથી, પ્રમાદ—

સુંદરીપરદરેકનો પ્યાર અને ચાહ એટલો મમતા ભરેલો થવા લાગ્યો, કે એ નિર્દોષ બાળાને પોતાનું સ્વગૃહ યાદ ન આવતાં ઘણો વખત એ લોકોની ભાવનામાં પસાર થતો ગયો.

પ્રમાદ—સુંદરી જ્યારે આ ભલા અંગ્રેજ અમલદારને ત્યાં આવી, ત્યારથી તે જો કે બહુજ ખિન્ન લાગતી હતી, અને તેણીને હવે પોતાના પ્રિયતમને મેળવવાની—અનુભવથી સુખ સંપાદન કરવાની, અને અનાયાસે મળેલા સત્સંગથી તે દુનિયાઇ સુખમાં મલકાવાની હતી, તો પણ નવાં નવાં માણસનો સંગ તેણીને બહુ કઠીણ થઇ પડયો હતો. જોકે નવી આફતમાં તો દરેક જણનો વખત સહેલથી પસાર થાય, પણ પ્રમાદ—સુંદરીને તો બ્રહ્મચિત્તે કેટલાક દહાડા પસાર કરવા પડયા. અને લગભગ એક અઠવાડીઉં થયા પછી તેણી ત્યાં મનને દૃઢ કરીને આનંદથી રહેવા લાગી. અંગ્રેજ સંસારમાં હિંદી અબળાએ વસવું એ ઘણું ગંભીર પગલું હતું. કેમકે પ્રથમ તો અંગ્રેજને કાળાં માણસપર ધિઃકાર આવતો હતો. પરંતુ આ અમલદારને ત્યાં તેવું બિલકુલ હતુંજ નહિ. અલબત રાજ્ય ખટપટમાં તેના વિચારો જુદા હોય, તે વાદ દુષ્કર હશે, તો પણ એક ચોક્કસ સંસારી બાબત માટે તો શુદ્ધ અંગ્રેજ બચ્ચા ખચિત સંભાળથી ચાલશે—ન્યાયના ભૂખ્યા—અને પવિત્રતાના તેજમાં અંજાઇ રહેલા, કેટલાક ભલા અંગ્રેજ, કાળા ધોળાની સરખામણીમાં ભૂલ્લા પડયા સિવાય તદ્દન એકત્ર થઇ જાય છે. જોકે સ્વાર્થના દીર્ઘ અનુવાદમાં તો તે લોકને એટલી ચાપલ્યતા બતાવે છે કે તેના વિશ્વાસથી દરેક માનવી ઠગાઇને હરખાય છે, પણ મી૦ લેલી અને તેના ખાનદાની કુટુંબમાં તેવું હતુંજ નહિ, એટલે પ્રમાદ તેથી નિશ્ચિંત ને સુખી હતી. મી. લેલીએ પ્રમાદના વિષે તેના પિતાને આ બાબત ખબર આપતાં તેણીનો પત્ર પણ લખાવી બીડયો હતો, કે પ્રમાદ

હાલ ઘણા લાંબા તો નહિ, તો પણ ટુંક વખત જ્યાંસુધી તેણીને પસંદ હશે ત્યાંસુધી મી૦ **લેલીને** ત્યાં રહેશે. અને મી૦ **લેલીના** વિશ્વાસથી તેણીના બાપે **પ્રમાદને** ત્યાં રહેવાની છુટ આપી હતી. તેટલુંજ નહિ, પણ તેણીને માટે એક બાઇને બોલાવી હતી, તેથી એક ખવાસણ તુરત ત્યાં આવી હતી. જોકે બીજાં ચાર માણસો રક્ષણ માટે તેણીના પિતાએ મોકલ્યાં હતાં, તો પણ **પ્રમાદ** તેઓને રજા આપી હતી. અને એક તેની દાસી સાથે મી૦ **લેલીના** બંગલાની પાસે જુદાજ ઉતારામાં તેણી રહેલી હતી. અને ફક્ત એ અઠવાડીયાના ટુંક સહવાસમાં તેણીએ અંગ્રેજ કુટુંબનું સારૂં માન મેળવ્યું હતું. એ માન મી૦ **લેલીની** પુત્રી **લયલાએ** દેખાડયું હતું. **લયલાએ, પ્રમાદનાં** પવિત્રપણાનાં વખાણ સાંભળ્યા પછી, અને તેનાં માબાપોની ભલામણ પછી **પ્રમાદને** ઘડીવાર પણ પોતાનાથી જુદી કરતી નહિ. પોતાનો અભ્યાસ ચાલતો ત્યાં પણ મી૦ રતિલાલની પરવાનગી લઇને તેણીને બેસાડતી. આ **સત્સંગથી પ્રમાદને** કંઇક અંગ્રેજી જ્ઞાન પણ થવા ઉપરાંત, અંગ્રેજ વાજીંત્રો પણ વગાડવા શીખી હતી. **પ્રમાદ, લયલાને** વધુ માનીતી એટલા માટે થઇ પડી હતી, કે તેણી શુદ્ધ ગુજરાતી ભાષા શીખવવામાં તેના માસ્તરની ગરજ સારતી, અને વધુ તો **લયલાને** હિંદી ગાયનનો તથા વાજીંત્રોનો શોખ હતો; અને તે સર્વ ગાવાવજાડવાનું **પ્રમાદ** જાણતી હતી, એટલે વખતસર તે અભ્યાસ ચાલતો હોવાથી તેણી બહુ પ્રિય થઇ પડી હતી. એક અંગ્રેજ બાળકી એટલી બધી હિંદી બાળાપર મોહી પડે, એ આ સુધરેલા વખતમાં બિલકુલ નહિં માનવા જેવું હતું; પરંતુ પ્રથમના સંસ્કારથી અને ઘરના જુના વિચારથી તથા તેના કુટુંબની રીતભાત અને કુલીનતાથી તે વખતે એક પવિત્ર માણસ તેવી પવિત્રતા ઓળખી

શકે, તો એમ ન બની શકે, એ પણ માનવા જેવું નથી. આ સુખી કુટુંબમાં જોકે વધુ માણસની હાજરીથી આજે જે આનંદ પ્રવર્તાઇ રહ્યો, તે તેણીની ગેરહાજરીમાં એટલો દુખદાયક દેખાવ આપવાનો હતો, કે તે વિચાર કરીનેજ મડમ મારગરેટ અને મીસ લયલા, પ્રમાદને પોતાને ત્યાં લાંબો વખત સુધી રાખવાની મમતા બતાવતાં હતાં. અને તેણીને નવું નવું શીખવવાની ઉલટ લેતાં હતાં.

હિંદુસ્થાનના વસવાટ પછી મી. લેલીનું કુટુંબ હિંદી ભાષા—હિંદી વૈભવ અને હિંદી રિવાજો બહુ પ્રસંદ કરવા લાગ્યું. અને ખાસ તેનો અનુભવ મેળવીને મગરૂર થવા લાગ્યાં. અંગ્રેજ લોકોમાં આ એક જાતનો ખવાસ છે કે કદી ફાયદાને માટે નહિ, તો પણ શોખ ને ખાતર નવું શીખવું, વિદ્યાના ચોર અને જ્ઞાનના ગુમાસ્તાનું પદ ધરાવનારા અંગ્રેજ જેટલે દરજ્જે તેથી સુખી છે એથી હજાર દરજ્જે આપણી હિંદી પ્રજા બેનશીબ છે. આ કુટુંબ દેશી સંસાર નહા બાનું હતું, જ્યારે પ્રમાદસુંદરી આ અંગ્રેજ કુટુંબના સુખ સંસારનો અનુભવ મેળવતી હતી. તેણીએ હવે તેનાં ઘરની રીતભાત જોવા માંડી—મી. લેલીનાં એ ન્હાનાં બાળકને તેની માયાળુ માતાનો સંભાળ તળે ઉછેરવાની ને સંભાળ કરવાની તજવીજ પ્રમાદને જેટલી પસંદ પડી, તેટલીજ ના પસંદ થએલી હતી, કેમકે પોતાનુ બાળક ખાસ પોતાની ખુબસુરતી જાળવવાના શોખને ખાતર ચાકરડીને આપવું પસંદ કર્યું નહિ, એ બાળકને કેળવણી આપવાની તજવીજ ઉપરાંત તેની તબિયત સાંભળવાનું તેની માવજત કરવાનું બધું કામ તેની માતા મેડમ મારગરેટની એવી ચપળતાથી બજાવતી હતી કે પ્રમાદસુંદરીને જો કદી બાળકનો પ્રસવ થાય તો આ અનુભવથી તેને એવું કેળવે, કે તેને જોઇને દરેક રજવાડામાં આ રીત પસંદ થઈ પડે! એટલુંજ નહિ, પણ તેના થતા ફાયદાથી દેશી રાજવંશી બાળકો

ઘણા ઉમદા પ્રકારે તંદુરસ્તી જાળવી શકે. કેમકે મનુષ્યના શરીરના અવયવનું તદરસ્થપણું બાળકપણુથી થએલી માવજતનું રહસ્ય છે, શાળામાં અને ઘરમાં બાળકોને અભ્યાસ કરાવે છે, પુરૂષો પોતાના ઘરનાં નિયમ પાળવામાં અર્થાત્ જમવાનું અને સુવાનું એટલું નિયમવાળુ રાખે છે, કે તે ઉપરાંત ગમે તેવું કામ હોય, તોપણ તે નીમેલા વખતની બહાર જતાં નથી. એમ થવાથી તેઓ ઘણાં આનંદી ને સુખી રહે છે તથા કુટુંબમાં સંપ વધે છે. દિવસ આનંદમાં જાય છે અને શરીર તંદુરસ્ત રહે છે. પવિત્ર **પ્રમાદસુંદરી**એ હાલ તો અહી નિવાસ કર્યો.

---

## પ્રકરણ ૪ થું.

---

### કપટજાળમાં સપડાયેલી રાજકન્યા.

---

**કલાજીનો** પરમમિત્ર **અભયસિંહ** જોધપુરના રાજ્ય મહાલયમાં થએલી નિર્દોષ ગડબડ માટે એક અવિચારી, કપટી, અને અધમકૃત્ય કરવા નીકળી પડીને જ્યાં કર્નલ **લેલી**નો બંગલો હતો, ત્યાં આવી છડયો—એટલામાં થોડે દૂરથી તેણે યુવાન **પ્રમાદસુંદરી**ને કોઇ અંગ્રેજ સ્ત્રી સાથે ફરતી જોઈ ને ખમચ્યો—અને પોતાની મનલબ સાધવા બંગલાથી કેટલેક દૂર એક ઝાડી હતી, ત્યાં પોતાના ઘોડાને એક ઝાડ સાથે બાંધીને ખાસ વિશ્વાસુ અને હજુરી પ્રધાન **તર્કપ્રસાદ** બેઠો હતો તેની સલાહ લેવા ગયો.

**પ્રમાદસુંદરી**, એક કુલીન અંગ્રેજના ઘરમાં ખાસ પોતાના કુટુંબી માફક પલોટાઇ ગઇ હતી. અને પોતે પોતાના ભલાખવા-

સથી, ઉત્તમ બુધ્ધિથી અને સવિનયથી દરેકને એટલી હેતસ્વી થઇ પડી હતી, કે મેડમ મારગરેટ અને મીસ લયલાને તેણીની જવાની નજીક આવતી તક, ખચિત દિલગિરી ભરેલી થઇ પડી હતી. મીસ લયલા તેણીને ઘડી પણ દુર કરતી નહિ. પોતાના વિચારને મળતી એક યુવાન સખીના પવિત્ર પ્યારમાં તેણી, પ્રમાદને એક દેશી સ્ત્રી નહિ ગણતાં, પોતાનાજ કુટુંબની બેહનપણી ગણતી હતી. અને એવી પ્રકારના સંબંધથી પ્રમાદ નવો અનુભવ મેળવીને એક બાહોશ ગૃહણી બની હતી કે, તેવી અનુભવી ને સુધરેલી દેશીયુવાન સ્ત્રી ક્યાંઇકજ નીકળી આવે. પ્રમાદ પણ અહીં રહેવાને ખુશી હતા. કેમકે તે આ સુખી ને સુધરેલા અંગ્રેજ સંસારમાં હમેશ નવું નવુ નિહાળતી હતી. અને નવોજ અનુભવ મેળવતી હતી. જો કે તેણીનાં માતપિતાના ઉપરા ઉપર સંદેશા અને માણસો પ્રમાદને તેડવાને આવતાં હતાં. તો પણ માતાથી અધિક મહોબત ધરાવનારી માયાળુ અને મમતાળુ મેડમ મારગેટ અને મીસ, લયલા તેઓને પાછાં વાળતાં હતાં, અને તોપણ જયસિંહ રાઠોડ તે માટે કશું બોલતો ન હતો. કેમકે તે સમજતો હતો, કે મી. લેલી એક ખાનદાન અંગ્રેજ છે, અને તેનો સંસાર સુખી અને પવિત્ર છે.

પ્રમાદ જો કે પ્રથમ તો ભય પામતી હતી, કંટાળી જતી હતી. નવા ઘરમાં અને નવા સંસારમાં રહેવું તેણીને ત્રાસદાયક લાગતું હતું, પણ અંદર પલોટાઇ ગયા પછી અને એ અંગ્રેજ કુટુંબ એક દેશી બાળકીની પર દયાની નજરથી જોઇને તેણીને માનથી ચાહ્યા પછી બિલકુલ નિડર થઇને તેઓની સાથે રહેતી હતી. તેણી લયલા સાથે ગમ્મત ઉડાવતી હતી. વિનોદ કરતી હતી. યુવાનીનો દોર, અને મહોબત ભરી પ્રીતિ દર્શાવતી હતી. ફરતી હતી—હસતી હતી—મીસ લયલાને, તેમના પિતાની લાગણીથી પ્રમાદ, કંઇ કંઇ

ગુજરાતી શીખવતી હતી, તો **લયલા** તેને અંગ્રેજીનો અભ્યાસ કરાવતી હતી—એમ અન્યોન્ય પ્રીતિનાં પુતળાં પોતાનો વખત, સુખરૂપ વિનોદ કરતાં હર્ષમાં અને આનંદમાં ગુજારતાં હતાં.

એક દિવસે તેઓ બગીચામાં ફરતાં હતાં—**પ્રમાદ**, પોતે સમર્પેલા પ્રેમ વિષે **લયલાને** ખરી હકિકત કહેતી હતી—**કુલાજી** જેવા બહાદૂર રજપૂતની તેણીને ઓળખ આપતી હતી—પોતાનો પિતા તેની સાથ પરણાવવાની હઠ કરે છે, ઇત્યાદી કહેતી હતી. **લયલા**, તેણીને ધીરજ આપી, ઉમેદ નાવ ડુબી ના શકે, તેવી પ્રયુક્તિ બતાવતી હતી—તે વખતે તેણીના ભાગ્યચંદ્રનો અસ્ત કરનાર રાહુ ત્યાં આવીને તેણીને જોઇ ગયો હતો—અને **પ્રમાદે**, પોતાનું દર્શન બતાવ્યા પછી તેણીને કંઇક થઇ ગયું હોય, તેમ તેનો જીવ બગડી આવ્યો. અને તરત તે બન્ને જણીઓ બંગલામાં ચાલી ગઇ. થોડીવારે **પ્રમાદને** કંઇક સંદેશો મળ્યો, કે જે સંદેશો તેની પહેલી× તેમજ છેલ્લી માંદગીને સધીઆરા રૂપ થઇ પડયો હતો. એ સંદેશો આપનારને **પ્રથમ** કંઇક ઇનામ આપીને, તેણીની કોઇ ન જાણે તેમ બંગલાની બહાર ગઇ—આ વાત મીસ **લયલા** સિવાય કોઇના જાણવામાં ન આવી, પણ એ વાત જાણીને થોડીક વારે તો **લયલા** એક અફશોષના ઊંડા ખાડામાં ઉતરી પડી. આ દિલગીરી, તે અંગ્રેજ બાળાને મૃત્યુરૂપ થઇ પડી. અને બંગલામાં **પ્રમાદના** પુકારો થયા છતાં, આસપાસ તપાસ કરતાં છતાં, તેણીની મળી શકી નહિ. મી. **લેલી** ઘેર ન હતો, એટલે વધુ હકિકત મેળવી શકયાં નહીં, પણ કંઇક દગો થએલો જણાયો હતો. આ સમયે લાલચુ અને નિમકહરામ અબ્દુલ નામનો નોકર, **અભયસિંહે** ચખાડેલી દુષ્ટ પ્રસાદીથી **પ્રમાદ** માટે કંઇજ બોલ્યો નહિ. **પ્રમાદને** કોઇ ઉડાવી ગયું એમ સૌએ માન્યું, પણ

---

+ આ વાર્તાના પહેલા ભાગમાં પ્રકરણ પેહલે જે પ્રસંગ બતલાવ્યો છે તે વેળા.

**પ્રમાદ** મનગમતી રીતે ન્હાસી ગઇ, તેમ જણાયું નહિ. જો કે પ્રમાદ તો ખચિત એક પાપીના કપટી કરતુકથી ચાલી ગઇ હતી, અને વળી તે તો મન માનતી પ્રેરણાથીજ નીકળી ગઇ હતી. પણ બીજાંએ જુદુંજ જાણ્યું હતું.

વાંચનાર ? **પ્રમાદ**ને, અહીં એટલું સુખ છતાં, તેણીને ન્હાસી જવાનું કારણ શું હશે ? એ જાણવા માટે તારૂં વાંચન આગળ ચલાવ. તું એટલું તો જાણે છે, કે જોધપુરનો રાઠોડ દરબાર **અભયસિંહ**, **પ્રમાદ**ને જોઇને અંદર આવતાં હટી ગયો છે, અને દુર ઝાડીમાં મસલત્ત કરવા બેઠો છે ખરો, તે **પ્રમાદ**ને હવે ઉડાવી જવાના ઇરાદાથી મસલત્ત ચલાવે છે ખરો, પણ ખાસ તે માટે તે આવ્યો નથી. માત્ર તેનો જુદોજ કામ માટે આવ્યો છે. ને તેમાં આ મનોહર રૂપસુંદરીને જોઇને તેણીને કેટલાક કારણસર ઉડાવી જવાની ઇચ્છા રાખી છે. અલબત, **પ્રમાદ**ને પોતાની કરવી, એ ઠરાવ કર્યો હતો ખરો, પણ તે મળશે કે કેમ ? એ સવાલ ઉભો થયો હતો, અને અંતે આ વખતે તે અમલમાં લાવવાના નિશ્ચયપર આવ્યો હતો. કંઇ પોતાના મિત્રની સ્ત્રી જાણીને, કે જેમ **કલાજી**એ પોતાને સુખી કર્યો, એમ માનીને, તેને સુખી કરવા માટે નહિ, પણ બન્ને જણને ઉડાગારમાં ઉતારીને તેની ઉમેદનું શિર છેદન કરવા ઉડાવી જવાની ધારણા રાખે છે ? ખાસ તેમાં તેનો કંઇક સ્વાર્થ છે ! શું સ્વાર્થ છે, તે તું હવે પછી જાણશે, પણ હાલતો એ કારસ્તાની કૂતરાનો ભોગ થએલી **પ્રમાદ** તરફ તું જો—અને **અભયની** કપટજાળની વણેલી વણતર તપાસી લ્હે, કે તે જાળમાં એ નિર્દોષવાળા કેવી રીતે ઠગાઇને સપડાય છે ?

**અભયસિંહ, તર્કપ્રસાદની** સલાહ લઇને, છુપી રીતે બંગલાની બહાર જઇ ઉભો રહ્યો. અને મી. લેલીના એક લાલચુ અને

લોભી પણ દેશી નોકરને લાલચ આપીને **પ્રમાદને** પોતાનો સંદેશો કહેવા મોકલ્યો. **પ્રમાદ**, **અભયસિંહનું** નામ સાંભળીને હરખતી દોડતી તરત આવી. નવીન ઉમેદ બાંધી આવી. પોતાના પતિ તરફની કંઇક આશાએ આવી. જો કે **કલોજી** પોતાની તરફ બેવફા થયો છે, તો પણ દાબડા જેવી નિશાની આપ્યા પછી તેણી ઉમેદ રાખે છે, કે થોડાક વખતે તે પોતાની ભૂલ સમજશે, અને તેણીને ફરીને પ્રેમ સમર્પશે. * પણ તેમ તો કંઇ થયું નહિ; વાત તો વિપરીત થઇ. કારણ તો જુદુંજ નીકળ્યું. ઉમેદ તો જુદે રસ્તેજ ઉતરી. નિર્દોષ **પ્રમાદ** તેણીના પતિના વિશ્વાસુ મિત્ર પાસે દાબડા ગુમાવ્યા પછી "ખરૂં કારણ પ્રિય પતીને જણાયું" એમ ધારીને આવી: પણ તેણી શું જાણે કે એ પગ ચાટતો કૂતરો તેણીનો પગ કરડવા આવે છે? ભોળી બિચારી **પ્રમાદ**!!!

**પ્રમાદ** **અભયસિંહને** જોઇને ભેટી પડી. તેણીની આંખમાંથી હર્ષાશ્રુ પડયાં, ઘણે વખતે અને ઘણે દિવસે તેણીના હૃદયમાંથી વિછોડાયલો પ્રેમ ફરીને તાજો કરીને દિગ્બંધ કરનાર **અભયને** જોઇને તેણી અચિત નીચું જોઇ ઉભી રહી.

"**પ્રમાદ**! **પ્રમાદ**! નિર્દોષ અને કુળવાન બાળા? તું અહીં ક્યાંથી? કેવો દયાજનક દેખાય?" **અભયસિંહ** દયા ખાઇને મમતા બતાવતાં બોલ્યો.

"હું, તમારા બ્હારવટીયાના પંજામાં સપડાયા પછી આ ભલા અંગ્રેજને શરણે આવીછું, પણ તે વાત પ્હેલાં કહો, કે મારો **કલોજી** ક્યાં છે? સુખમાં તો છે?" **પ્રમાદે** અધીરાં મનડાંને તૃપ્ત કરવા, અને જલદીથી તેનો સંતોષ ભર્યો જવાબ મેળવવા પ્રશ્ન કર્યો.

"છે—ના—હા—અફસોસ!!" **અભયસિંહ**, ભાન વગર, કેમ

---

* આ વાર્તાના પેહેલા ભાગનું પ્રકરણ ૧૧ મું.

જાણે વ.ત છુપાવતો હોય, મનથી દિલગીર થતો હોય, તેમ બોલ્યો.

"કાં ? એમ કાં ? બોલોની ? મ્હારો વહાલો કુશળ તો છે ?" **પ્રમાદ**, વધારે અધિરાઇથી પુછયું.

"કુશળ તો હશે, પણ—અરે—અફશોષ !" **અભય**, પોતાના કપાળે હાથ દઇને નીચું જોઇ બોલ્યો.

"મને કહો ? ભલા રાઠોડ ? મને કહો ? મારો જીવ અધીરો થયો છે, મારો બહાદૂર કેમ છે ? અરેરે ! તેની હકિકત જણાવો. તેનું શરીર કેમ છે ? તેની સ્થિતી કેવી છે ? મ્હારા સમ—જલદી કહો ! જે હોય તે કહો, નિડર થઇ કહો. મારા ખેરખાહને ભલા મિત્રની વાત મને કહો" **પ્રમાદ**, ગદગદતે કંઠે પુછવા લાગી. **અભયસિંહ** ઘડીવારે બોલ્યો.

"ભલો મિત્ર ! હાઃ ! **કલોજી** ભલોમિત્ર ! નિર્દોષ **પ્રમાદ** ? તું ઠગાયલી છે. અરે તું આહોશ પુતળી ખચિત ઠગાયલી છે. તારી જીંદગીની બાંધેલી ઉમેદ હહ—હવે—હા !" પડી જવા જેવો ઢોંગ કરતો. **અભય** ઢળ્યો. **નિર્દોષ પ્રમાદે**, તેને પકડી લીધો. પવિત્રતાથી પોતાની બાથમાં લીધો. ટટાર કીધો. વધુ ખુલાસો માગ્યો.—

"હું ઠગાણી ? શામાટે ? **કલાજીથી** જો હું ઠગાણી હોઊં, તો પછી આ જીંદગીમાં મને બીજો મિત્ર મળવો શું રહેલ છે ? નહિ—નહિ—ઓ ભલા સરદાર ? કદી નહિ—**કલો** તે **કલોજ** છે."

"જળમાં રહેલું માછલું એમજ સમજે છે, કે આ સિવાય બીજીદુનિયાંમાં વધુ જળ છેજ નહિ, પણ તે જેમ ઠગાય છે, તેમજ તું ઠગાય છે. "ખોટા હીરા ચળકે ઘણા" તેમજ તું જેવાં ફુલફુલનો ભોગી ભમરો, અરે—કાષ્ટરૂપ કઠોર કાળજું કોતરનાર કાળો ભમરો—તારાં ભવિષ્યનો ચળકાટ હરવાને માટેજ ચળકતો હતો—પણ તું ભાગ્યશાળી સ્ત્રી છું !"

"હું ભાગ્યશાળી ? અરે ફુટેલા નશીબની ગીરદેશીમાં ફસી પડેલી અબળા ભાગ્યશાળી ? પણ હવે મને ખુલાસાથી કહો, તમે મને શું કહેવા આવ્યા છો ? અરે, મને શું સુખ દેવા આવ્યા છો ? મને કેવી રીતે સુખી કરવા આવ્યા છો ?" રડતી રડતી **પ્રમાદ** પુછવા લાગી. તેણીના મનપર માઠી અસર થઇ, તેણીતો **કલાજીને** મુવેલો કે માંદગીને બીછાણે પડેલો સમજવા લાગી—તેની ઉમેદ પર પાણી ફરશે, એમ માનવા લાગી. ભોળી **પ્રમાદને** અધિરી પડેલી જોઇને નિમકહરામ લૂટારાએ તેનો લાભ લીધો—અને બોલ્યો.

"**પ્રમાદ** ? શું કહું ? તને કહેવામાં ફાયદો નથી, તને જણાવવામાં લાભ નથી, અરે—સુખ નથી—મને કે તને હવે સ્વાર્થ નથી—સ્નેહ નથી, તેમાં કંઇ ભલાઇ નથી. તેમાં કંઇ જશ નથી—હવે—શું ?" **અભયે**, ગંભીરતાથી કહ્યું.

"ત્યારે શું તે પરમેશ્વરને—

"અરે, તેમ થયું હોત, તો તને તારી ઉમેદ દોડાવવાને ખુલ્લો રસ્તો મળી શકત, પણ અરે ? તેથીએ અનિષ્ટ થયું છે. ખચિત નાશ કરનારૂં થઇ પડયું છે. ખચિત હું એમ જાણત તો કદી પણ તે ચંડાળ કૂતરાને હું રોટલી દેવાની લાલચ દેતજ નહિ—

"બસ કરો—કૂતરાની ઉપમા આપીને **કલાજીને** ન ધિઃકારો: મને ખુલ્લી રીતે કહો, તે કયાં છે? એટલુંજ બતાવો!" **પ્રમાદ**, હારી જઇને બોલી—ભોળી સ્ત્રી હજી પણ પોતાના પતિ તરફ પવિત્ર સ્નેહ જોતી બોલી—

"કોણ જાણે કયા દુનિયામાં છે ! મુવો કે જીવતો છે, તેની જીવતી માહિતી નથી. પણ એમતો ખુલ્લું છે કે તેની પાપીની ચાલ અને ચંડાળ કીર્ત્તિ તો હજી જીવતીજ છે. અરે તેની નિમકહરામી મારા હૃદયમાં તાજી છે. **પ્રમાદ** ? તારી પર મને દયા આવે છે."

"દયા ? જો દયા આવતી હોય, તો ગોળ ગોળ જેવી વાત કરવાને કેમ બેઠા છો ? મને કહીદો ? અરે મારા જીવતરનાં ગુલનું વૃતાંત સંભળાવા, મને બચાવો ?"

"એ ગુલબદન નાજની ? તે, એક નાપાક ઓરતને લઇને ન્હાસી ગયો છે. અરે, એ એક જન્મની નામોશીના કેદખાનામાં પડીને રજળી ગયો છે. ડૂબી મુવો છે."

"ઓહ ! મને કોઇ મારી નાખો !" **પ્રમાદ**, ચીસ પાડીને ધરતી પર ઢળી પડી. **અભયે** તેને બોલતી બંધ રાખીને, ઉપાડી લીધી. જરાવારે શુદ્ધિ આવતાં **અભયે** કહ્યું.

"**પ્રમાદ** ? નિડર રહે—હારી ન જા—તે ન્હાસી ગયો, તો પણ તારે હવે ફિકર કરવી નહિ."

"કેમ ફિકર ન કરૂં ? પણ અરે ! તે કોને લઇને ન્હાસી ગયો ?"

"**તારાને**—ભાટી દરબારની કન્યા—અને મારી બેવફા મ્હોર-દાર **તારાને**"—

"**તારાને** ? હા !—હું પેહેલથીજ જાણતી'તી. એ રાંડ તેનોજ પીછો લઇ બેઠી હતી. મને પણ એ હાથમાં ચાંદ દેખાડતી હતી. ઓહ ! કેવો બનાવ !"

"ખચિત દુખદાયક બનાવ. અરે, કેવો ચંડાળ ? ખરેખર ઉપરથી અમૃત, પણ અંદરથી વિષ જેવો, એ અધમ ને પાપી **કુલોજી** નીકળશે, એમ હું ધારત, તો કદી પણ તેને મદદ ન આપત. અરે, દિલ્લીશાહની સાથે લડતી વખત મેં મદદ આપી, ને રજપૂત બાળાઓને નવરોજા કરવા જવાની રીત નાબૂદ કરવાનું માન ભરેલું કામ કરી આપવાના જોખમમાં ઉતર્યો, છેવટે તેને જગમાં પ્રસિદ્ધ કરીને તેને સુખી કરવા મારા રાજ્યની સરદારી આપી, તો અંતે

"પાળેલો કૂતરો પગ કરડે" તેમ મારોજ પગ કરડયો, અને મારીજ સ્ત્રી **તારાને** ઉપાડીને ન્હાસી ગયો. અરેરે ! **પ્રમાદ** ? જો હું પરણ્યા પહેલાં તે તેને પરણી ગયો હોત, તો મને ઝેર ન લાગત ! પણ હવે—હવે તો મને મારી જીંદગીનો તોડનાર શત્રુ તે થયો છે, અને જગતમાં અપકીર્તિની ધ્વજાએ ચડાવીને કાળા વાવટામાં ફડફડતો કરી મુકેલો છે. અરે, તેમ કરતાં તારી જીંદગી પણ વૃથા કરી છે, તને પણ રવડાવી મુકી છે. અફ્સોસ !" **અભયે**, પોતાની કપટજાળ પાથરી—**પ્રમાદ** ફસી.

"અફ્સોસ ? ખરેખર અફ્શોષ ! **કુલોજી** આ કામ કરવા તૈયાર થયો ? અરેરે ! પ્રીતડી ? તું એક ભલા ખવાસના—કુલીન અને વિચારવંતને પણ ભ્રષ્ટ કરવા અચકાતી નથી ? હવે શું કરવું ? નસીબ ? દુર્દૈવ ? હવે તું કયો માર્ગ બતાવ છે ? **અભય** ? હવે મને મારી નાખો. હવે મને જીવતી ન રાખો—અરે તમારી બહાદૂર તલવાર મારી ગર્દન પર ચલાવી દો. મને રિબાતી જોવા પહેલાં અને બેવફા **કુલાજી**ના મરણની અગાડી મને દૈવના દરબારમાં જઇ તેની બેવફાઇની ફરિઆદ કરવા દો—હવે મને મરવા દો—બસ મરવા દો—ઓહ."

**પ્રમાદ, અભય**ના હાથપર ઢળી પડી—તેણીના મનના વિકારો, હવે વધુ દુઃખ કરવા લાગ્યા. પોતાના હૃદયની વિતક વાર્તા કહેવાને તેની સખી **લયલાના** પાસે પણ ન ગઇ. આ દુનિયાના કઢંગા રંગ અને બુરા રિવાજથી કંટાળીને તે સુંદરીએ આપઘાત કરવા માટે માગણી કરી. **અભયસિંહ**ને શરણે પડીને તેને કહ્યું.

"ઓ, ભલા રજપૂત ? મને—બચાવ—હવે—મને અહિંથી લઇ જા—મને આતમઘાત કરવાની જગ્યા બતાવ—અરે, હવે મને તું દુઃખમાંથી છોડાવ—આ મારૂં બાપિકુ જેવું મકાન, અને તે માંહેથી મળી

## બ્હા. કલો અને પ્રમાદસુંદરી.



"ચાલ, ભલા ખવાસના અભય ! ચાલ-"

પ્ર. ૪, પૃ. ૩૯.

આવતું સુખરૂપ સાધન, મને અકારૂં થઇ પડશે. પતિ વિના, અને વિરહ—વેદનાથી મારૂં દિલ તૂટી જશે. હવે મને અહિંથી કયાંએ લઈ જા—અને એ બેવફાઇ કરનાર પુરૂષનો પત્તો કહાડવા દે—ઓ ભલા સરદાર ! મને તું મદદ કર—તે રાંડોડને શોધ કરવામાં મદદ કર ! અરે તારી પવિત્ર સ્ત્રીને જો તે લઇ ગયો હોય, જો તેનું તને ખૂન આવતું હોય, તો ચાલ—હું પણ તારી સાથે આવું, અને બેવફાઇ કરનારને બે વચન કહીને પછી તું મને જે માર્ગ બતાવે, તે માર્ગે હું ચાલી જાઊં—પણ—જઊં તે પહેલાં મને એ પાપીનો મેળાપ કરાવ !" **પ્રમાદ** અનાધાર આંસુડે આશ્રય માગવા લાગી. અધમ **અભયને** તો એજ કામ હતું. તેણે ખુશીથી કબુલ્યું. **પ્રમાદને** મદદ કરવાને તરત તૈયાર થનાર **અભય** હિમ્મતથી બોલ્યો

"ચાલ, ચાલ, ઓ પવિત્ર સુંદરી ! ચાલ, મ્હારી સાથે નિડર થઈને આવ, તને તારા બેવફા ભરથાર સાથે મેળાવું. અરે તેને દેખાડું ! ચાલ, ઓ નિર્દોષનાર ? તારા માટે હું દુઃખ વેઠું, મારો જાન આપું, મારૂં સુખ અને જીંદગાની આપું. તું તારા નફટ **કલાજીને** જે કહેવું હોય તે કહે, અને મારી નાપાક ઓરત **તારાનું કલાજીએ** નામ્બોદ વાળ્યું છે, તેને જે બોલવું ઘટે તે બોલી લ્હે, અને પછી તેંઇએ તો તેને પરણીને સુખ મેળવ. ચાલ" **અભયે** તેનું મગજ ફેરવી નાખ્યું. દગારા જાદૂગરે ભોળી લલનાને ફસાવી. વજ્ર જેવી કપટજાળમાં તેણીને સપડાવી, અને નિર્દોષ પંખિણીને ઉડાવી દેવાની કબુલાત આપીને તેને પોતાના હાથમાં લીધી.

"ચાલ, ભલા ખવાસના **અભય** ? ચાલ."

"પણ હું મ્હારી સખી **લયલાને** મળી આવું ?" **પ્રમાદ** રડતી આંખે રજા માગવા લાગી, **અભય** તેને મદદ કરવા લાગ્યો.

"હવે ન જા. તારા જવાથી તેને શક પડશે. તારી ઉમેદ

નાબૂદ થશે, તને પાછી ફરવા નહિ દેય, તારી સ્થિતિ દુઃખદ થશે. તને ખમવું પડશે, પણ સબર, મી૦ **લેલી** બંગલામાં છે ?"

"ના નથી, ને તેથીજ મને જવાદે ! હું હમણાંજ આવીશ."
"ના તોપણ નહિ !"

"ચાલ, નથી જતી, ચાલ, હું એમજ આવું છું, અરે નાપાક **કલાજી**ને ધિઃકાર દેવા હું હમણાંજ આવું છું. મ્હારા રક્ષણ કર્ત્તાને, અને મારાં જન્મદાતાને છોડીને આવું છું. પણ સબર, **કલાજીએ** કંઇ દાબડા વિષે વાત કરી છે ?"

**પ્રમાદ**, કંઇક કલાજીના વિચારોનો ખુલાસો મેળવવા, અને મનનો ભેદ જાણવા પુછ્યું. **અભયે** સ્વાર્થના અંધકારમાં સપડાઇને કલ્પના માર્ગેજ જવાબ દીધો "હા—એ દાબડો ગુમ થયો, એમ તેણે કહ્યું." કુદરતે, અજાણ **અભયના** મુખમાં એ બોલ મુક્યો. માત્ર **પ્રમાદના** કમનસીબેજ તેના મુખમાં આવ્યો.

"હાય ! ત્યારે તો ખચિત તેને મળવું. અરે મારા મનનો ખુલાસો કરવો. હું પવિત્ર અને નિર્દોષ નાર માટે કદી તેણે આવું કામ કર્યું હોય, તો તેને પસ્તાવો કરવાનો વખત આપવો. હાય—હવે મારે જવું. ચાલો મને તેડી જાઓ" **પ્રમાદ**, અધિરી થઇને બોલી. **અભયને** દાબડા માટે શક ગયો, પણ ન બોલ્યો.

"પણ થોડો વખત તને હું એક ઠેકાણે રાખીને પછી **કલા** પાસે લઇ જઇશ. કેમકે તને સાથે રવડાવતાં તો તું મરી જશે, ને નાહક આપણે સઘળાંને દુઃખ વેઠવું પડશે" **અભયે** બીજો દાવ માંડયો.

"જેમ તમને ગમે તે કરો, પણ અહિંથી લઇ જાઓ. મારા દેહને આ જગ્યાપરથી **કલાજીની** શોધમાં ચલાવતો કરો. મારા જીવને શાંતિ થાય, તેવી મદદ આપો. ચાલો" **પ્રમાદ** રડતી રડતી ચાલી. બંગલા તરફ નજર કરતી ચાલી. અફસોસ કરતી, છાતી

ફૂટતી, વાળ વિછોડતી, દુઃખ પામતી ચાલી. સ્વાર્થમાં શુષ્ક કરનાર **અભય, પ્રમાદ**ને લઈને ચાલ્યો. મતલબની ગાદી ને હોદ્દો મેળવનાર **અભય**, નિર્દોષનારને માત્ર પોતાના ખોટા સ્વાર્થમાં લપટાઇને દુઃખ દેવા લઇ ચાલ્યો, ફક્ત અધમપણાને દાખલો બેસાડવા લઇ ચાલ્યો. **પ્રમાદ**ને પોતાના પ્રધાન પાસે લઇ ગયો. અને પ્રધાનને સોંપીને **પ્રમાદ**ને કોઇક વગડામાં જાણીતા માણસના રક્ષણતળે રાખવાની ભલામણ કરી, અને તેણીને મુકીને ફરીથી જલદી આ બંગલાપર આવવા **તર્કપ્રસાદ**ને ખાનગી જણાવ્યું. જો કે **પ્રમાદ**ને તો **કલાજી**ની શોધનું બ્હાનું બતાવવું, પણ ખરી રીતે તો **કર્નલલેલી**ને ખરૂં ખોટું સમજાવવા માટે આવવાનું **અભયે** જણાવ્યું. આ પ્રપંચનો પુર્ણ વિચાર કરીને **પ્રમાદ**ને, **તર્કપ્રસાદ** લઇ ચાલ્યો. અને **તર્કપ્રસાદ** આવતાં સુધી **અભય** ફરીને જોધપુર તરફ ચાલી ગયો; કેમકે **કર્નલ લેલી** બંગલામાં હતો નહિ, અને તેને આવવાને બે દિવસની વાર હતી, તેમ **તર્કપ્રસાદ**ને પણ આવતાં બે દિવસ લાગે તેમ હતા, એટલે જોધપુર જવા સિવાય છુટકો નહતો. **પ્રમાદ**ને **તર્કપ્રસાદ** પૂર્વ દિશા તરફ ચાલ્યાં. અને **અભય**, પોતાની કપટ જાળમાં **પ્રમાદ**ને સપડાવીને ખુશી થતો જોધપુર તરફ ચાલ્યો.

વાંચનાર ! આ ખટપટ કરવાનું **અભય**ને શું કામ હતું ? **અભયસિંહ,** પોતાના પ્રધાનને લઇને **કર્નલલેલી**ને ત્યાં શામાટે આવ્યો હતો ? **કલાજીએ, તારા**ને પરણાવી આપવા માટે **અભય**ને ખાતર બહુ બોજ ઉઠાવ્યો છતાં, ઉપકારનો બદલો બેવફાઇથી વાળવાને **અભય**ની શી મતલબ હતી ? એ વિષે કંઇક જાણવું જરૂરનું છે. માટે રાજ્ય ખટપટની કેટલીક હકિકત વાંચવા તું આગળ ચાલ, કે દેશી રાજ્યોમાં ભોળારાજાઓને સમજાવી પોતાની મતલબ સાંધનારા કારભારીઓ કેવી જાતની ખટપટ ઉઠાવે છે ?

# પ્રકરણ ૫ મું.

## રાજ્ય ખટપટ.

### શાર્દૂલ વિક્રીડિત.

સ્ત્રીને ખાતર કોઇ કોઇ ભયથી, કોઇ થઇ મૂર્ખને,
કો ઘેને મદમત્ત કોઇ વ્યસની, કોઇ મૂવા ઝુઝતે;
જૂગારી વ્યભિચારી કોઇ થઇને, કો આળસુઓ થયા,,
ગુમાવ્યું નિજરાજ્ય નિર્બળ બની, સૌ હાથ ચોળી રહ્યા !

### દોહરો.

શીવાજી હૈદર, ટીપુ—વળી સિકંદર શાહ:
મુગલ રાજ્યના મહિપતી, મુવા ગર્વની માંહ.
મ્હોટાં રાજ્ય ગુમાવિયાં, ગુણહિણ થઇ નરેશ;
નિર્બળ, વ્યસની થઇ જઇ, ખોયો હિંદી દેશ.

આ વાર્ત્તાના પહેલા ભાગમાં વાંચનાર વાંચી ગયા હશે, કે **કુલાજી** રાઠોડે, પોતાની બહાદૂરીથી મુગલશાહને રિઝાવીને, અંતે રજપૂતોની નિર્દોષ બાળાપર થતા જુલમ દૂર કરાવ્યો, અને અનાથ **તારા**ની પવિત્રતાને વિજશ દઇને, તેણીને જોધપુરના મહારાજા **અભયસિંહ** સાથે પરણાવવા લઇ ગયો છે. વફાદાર મિત્ર કુલાજીએ એક મનમોહિની રાજ્યકન્યાનો સ્વિકાર કરવા પહેલાં, પોતાના મિત્રનો સંસાર સુખી કરવાને જે પગલું ભર્યું છે, એ શું નિમકહરામ નીકળેલા **અભયસિંહને** શરમાવવા જેવું નથી ? અનાથ સુંદરી **તારા**, **કુલાજી**ને બચપણથી ચાહતી આવેલી છે, અને **અભયસિંહ** સાથે લગ્ન કરાવવા લઇ જતી વખતે પણ, **તારાએ** સ્પષ્ટ જણાવ્યું છે કે “ આ લગ્ન તદન ઇચ્છા વિરૂદ્ધ છે, પણ શુકનને ખાતર, બળજોરીથી

પરણવાની ફરજ પડે, તે માંહેની આ એક છે" **કુલાજીએ** તે પણ સાંભલ્યું–પરંતુ પોતાના મિત્રને આપેલાં અભયવચનથી બંધાયલો **કુલો**, **તારાની** મીઠી મહોબતમાં ન લલચાતાં તેના ભવિષ્યના ઉમેદવારનેજ એ ફુલની સુગંધી આપવામાં માન સમજ્યો. પરંતુ જુલમી જમાનાના નીચ ખવાસે તે **બહાદુરને** છેવટે પાયમાલ કર્યો, અને જે મિત્રને પોતે ચાહતો હતો, તેનાજ થકી, તેનીજ મંદ, અને કાચી બુદ્ધિથી તે ઠગાયો–મરાયો–ને પાયમાલ થઇ ગયો.

દિલ્લીમાં થએલી છેલ્લી ખટપટ, અને તેમાં થએલી ફતેહમંદીમાં **કુલાજી** અને **તારા**, ત્રણ દિવસના અપવાસે છેવટ અણગમતું છતાં મનગમતું કરીને જહર્યાં, અને તરત તેઓ જોધપુર તરફ ચાલ્યાં. આખા રજપૂતાનામાં સર્વ કોઇને ખબર પડતાં દરેકને ત્યાં આનંદ પથરાઇ રહ્યા, અને આ બન્ને જણની કીર્તિ ગાવા લાગ્યાં. નિંદાખોર લોકોને બન્નેના વિજયની વાત કારીશસ્ત્ર જેવી લાગી, પણ અંતે તેનેએ ખરૂં તો બોલવું પડયું. તો પણ તે લોકો, **કુલાજી** અને **તારા** બન્ને અંદરના સંબંધથી સ્નેહ રાખે છે. એ આરોપ ચડાવવા લાગ્યાં.

ભાટ, ચારણો, ભાંડ ભવાયા અને માગણ લોકો તેઓના ગરબા રાસડા, અને કવિતો કરીને દેશેદેશ અને ઘેરેઘેર ગાવા લાગ્યાં–અને **અભયસિંહને** પણ તેથી વિશેષ ખુશાલી ઉત્પન્ન થઇ–જો કે વધુતો એટલા માટે, કે પોતાના મિત્રને સંન્યાસ માર્ગ બતલાવ્યા પછી **કુલાજી**, **તારાને** પોતાની સાથે લગ્ન કરાવી દેવાનો છે. પણ બીજાં લોકોનું માનવું જુદુજ હતું–રજપૂતાનાનાં દરેક રાજ્યો એમ માનતાં હતાં, કે **તારા** અને **કુલાજી**નાં નક્કી લગ્ન થશે, બીજો સંશય એ હતો, કે **અભયસિંહ**નાં ખાંડાને પરણેલી દાસીને, જોધપુર દરબાર પોતાની રાણી કરીને રાખશે કે કેમ ? પરંતુ એ ખટપટનો નીવેડો

જલદી આવી ગયો, અને એ બાપડી નિર્દોષ દાસી દીલ્હીમાંજ કોલેરાનો ભોગ થઇ–જન ચર્ચાના અવાજો હવે વિચિત્ર થવા લાગ્યા, **અભયસિંહ** પોતાની ઉમેદમાં નિષ્ફળ થશે, એમ ગામ ગપાટા ચાલ્યા–**અભયસિંહ**ને પણ ભય લાગ્યો, કેમકે પોતે કરેલા દગાથી કંટાળીને **કલોજી, તારાને** પરણી જાય, એ સંભવિત હતું. પરંતુ **કલાજીએ** તેવું કીધું નહિ–તેણે તો પોતાના વિજયની ખબર મોકલતાં તેની સાથે **તારાનાં** લગ્ન માટે ફરીને ખાંડુ લઇને તેને વીરપુર આવવા જણાવ્યું–અને તેજ પ્રમાણે **તારાને, અભયસિંહ** સાથે વરાવીને તેનો સંસાર સુખથી ચાલે, તેવી રીતે યથેષ્ટ બદલો આપ્યો. આ સમયે **અભય**ને બનાવટી કાગળ માટે ઘણું શરમાવવા જેવું થયું, પણ **કલાજી**એ તેને શરમાવવા બદલે માન દઇ બોલ્યો કે "તમે જે માતાની માંદગી વિષેનો કાગળ લખ્યો હતો, તે કપટભર્યો નહતો, પણ મને બચાવવાને માટેજ એ લાગણીભરી તજવીજ હતી. ખરૂં છે કે અંત્તરની લાગણી ધરાવનારાં સંબંધી, વિજય અને કીર્તિની દરકાર કરતાં નથી, પણ પોતાનું ફરજંદ ફસી ન પડે, તેની ફરજ અદા કરવાનોજ પ્રયત્ન કરે છે. અને તે માટે કરેલી પ્રયુક્તિ માન ભરેલી છે, એમ મ્હારે કહેવું જોઇએ—" આ, અંદરની તેમજ ઉપરની લાગણીના બોલો **કલાજી**એ બિલકુલ કપટભાવથી કહ્યા નહતા, તો પણ **અભય**ને પોતાનાં કર્ત્તવ્ય કર્મથી તેવાં લાગ્યાં હતાં–અને એ માટે પોતે હવે પોતાનો દોષ દબાવવા માટે, અને વિશેષ કરીને **તારા** જેવી રૂપસુંદરીનાં પવિત્ર અને પ્રીતિભર્યા સુખની વાંચ્છનાએ, **કલાજીને** પોતાના રાજ્યની સરદારી આપી હતી–એમ થવાથી કેટલાક નિંદાખોરો, **કલાજી** માટે તરેહવાર બોલવા લાગ્યા, અને નિર્દોષ **કલાજીને,** પોતાની કીર્તિના નિર્મળ ચંદ્રને ધીમે ધીમે સ્પર્શ કરનાર રાહુ, પોતાનું બળ અજ-

માવતો ગયો ! ખરૂં છે કે ભલાં માણસનેજ ભૂંડો આદમી હેરાન કરી શકે છે. સફેદ વસ્તુનેજ કાળો ડાઘ બેસી શકે છે. તો પણ પોતે, રાજકાજમાં માત્ર **કલાજીની** સહી થયા પછી સહી કરવાનો રિવાજ રાખીને તે અમન ચમનમાં દિવસ ગાળતો હતો. **કલાજીનું** મન નિશ્ચળ, વિશ્વાસુ અને દૃઢ હતું. વફાદારી, એતો તેની માતાએ જન્મતાંવાર ગળથુથીમાંજ પાયેલી હતી, એટલે થોડા વખતના અંત્તર વચ્ચે તેણે રાજ્યમાં બહોળો સુધારો વધારો કરી બતાવ્યો હતો—અને આવક ખરચનો અડસટો કરતાં દિલ્લીશાહની ખંડણીના રિપોર્ટ પરથી સાફ માલમ પડતું હતું, કે રાજ્ય ચલાવવામાં, પ્રજાને રિઝાવવામાં, અને ઉપજ વધારવામાં તેણે ઘાનતદારીથી, દયાથી અને દમામથી કામ કીધું હતું. **કલાજીએ** પોતાનાં **પાલીગામનો** વહીવટ, પોતાના જુના—પુખ્ત અને વફાદાર કારભારીને સોંપ્યો હતો—અને એ **માધવ** નામના નિમકહલાલ નોકરને પોતાની માતાના રક્ષણ માટે રાખીને પોતે દેખરેખ કરતો હતો—આ પ્રકારે હાલ તો સર્વે યોગ્યરીતે જોધપુરનું રાજ્ય ચાલતું હતું, અને **કલાજીનાં** બહુવા વખાણ થતાં હતાં—**અભયસિંહ** પણ પોતાના મિત્રથી સુખી અને સંતોષી થયો હતો, અને વધુ આનંદ પામતો હતો. તો પણ તે અવિશ્વાસુ રહતો હતો, કેમકે **તારાને** કોઇ વખત **કલોજી** ફસાવીને ઉડાવી જશે, એમ તે ભોળો ને વહેમી **અભય** માનતો હતો ! એમ માનવાનું કારણ માત્ર લોક ચર્ચા હતી, અને એ ચર્ચા માત્ર, કહાડી મુકેલા કપટી કારભારીઓથી જન્મ પામી હતી. અને એ પરથી ભવિષ્યમાં **કલોજી**, એક અપવાદનું પાત્ર થઇ પડશે, એમ દાના લોકો માનતા હતા. **કલોજી** હવે દીન પર દીન શોકમાં અને ઉદાસમાં રહેતો હતો. કેમકે તેનાપર તેની માતા તરફથી પરણવાનું દબાણ થતું, અને પોતે હવે લગ્ન કરવાને ખુશી ન હતો. બલ્કે તેથી

ચિત્તવૃત્તિ સંસારપરથી ચળિત થઇ હતી. દુનિયામાં પોતાને પ્રમાદ જેવી સ્ત્રી મેળવી મુશ્કેલ હતી, કે ખરેખર દૃઢ પ્રીતિથી અને પવિત્રતાથી પોતાનો સંસાર ચલાવે, પોતે જે કામ આરંભ્યું હતું તેમાં તે ફતેહમંદ નીવડયો, મિત્રને સુખી કરવા અને તારાને રાજી રાખવા એક વર્ષ સુધી જોધપુરમાં રહ્યો, પરંતુ હવે તે પોતાને માટે જુદોજ માર્ગ શોધવા લાગ્યો. "સારે નશીબે પ્રમાદ બેવફા નીવડી, નહિ તો તેની ચિન્તા ગળે આવત, અને દુનિયામાં જન્મ પામેલી પણ નાશવંત જીંદગીનું ખરૂં કર્તવ્ય કરવું બાકી રહી જાત" એમ વિચાર કરવા લાગ્યો. પ્રમાદ તરફ તેનું લક્ષ ખેંચાયું નહિ. કેમકે તેની નિમકહરામીનો વજ્રલેપ અભયસિંહે ઉત્તમ પ્રકારે તેના વિચારને લગાવી દીધો હતો. દાબડો ગુમ થયો હતો એ સ્ત્રી વિષે જરા ફિકરમંદ હતો ખરો, પણ તે તો બીજાને વરી જશે, એમ હતું! પ્રમાદને બહારવટીઆ લઇ ગયા છે, પણ તેમાં પોતાને સંબંધ નથી એમ માન્યું હતું. માતા વૃદ્ધ છે, તો પણ તેના નિવાહ માટે પુષ્કળ ધનછે, એમ ધાર્યું હતું. પોતાને સંતાન થાય, અને પાલીગામ સંભાળે, એ વૃથા વિનોદ તેને વિતંડાવાદ જેવો લાગતો હતો. તેનો જીવડો આત્મિક સાધનો શોધવામાં મચેલો હતો. મનનો વિચાર મનમાંજ હતો. કીર્તિ, અને ફરજ કે જે જગતનાં લોકોમાંથી મેળવવાં જોઇએ, તો તે મેળવ્યાં હતાં. ગૃહસ્થાશ્રમ ભોગવવાનો રસિકરંગ ચાખ્યોજ નહતો, એટલે તે પર અભિરૂચી થતી ન હતી. કામ કરતો હતો, પણ ફરજીયાત હતું. દિવસ ગાળતો હતો, પણ બંધનરૂપ થઇનેજ; ઉપરથી રાજદ્વારી ડોળ ઘાલતો હતો, પણ માત્ર કુળવાન બનીને—મિત્રની ખુશામત કરતો હતો, તે માત્ર ધર્મને જાણીને, અને રાજ્ય સંભાળતો હતો, તે માત્ર પ્રજાના ભલામાં સુખ માનીને સર્વ વ્યવસ્થા કરતો હતો, તે સ્નેહને ખાતર—અને જોધપુરમાં

રહ્યો હતો, તે **તારાના** પવિત્ર સ્નેહ ખાતર—પણ તેને હવે દેશાટણ કરવા જવાનો ઇરાદો છે. એમ તેણે પોતાની આ પ્રયુક્તિ ઝાહેર કરી હતી. અને ફરીને જલદી આવવા ઇચ્છા બતાવી હતી, " પણ લગ્ન થયા પછીજ બાહેર જવું. " આ માતાની હઠીલી હઠનો તિરસ્કાર કરવાને **કલોજી** શરમાતો હતો. પોતાના મનની વાત કોઇને કહી શકતો ન હતો. **કલોજી** હમેશ **તારાને** પોતાનો વિચાર જણાવતો હતો. **તારા, પ્રમાદસુંદરીને** પરણાવા માટે બહુ પ્રકારે સુચવતી હતી. **કલોજી** બીજો કંઇ પ્રત્યુત્તર આપ્યા સિવાય પોતાને પરણવુંજ નથી એમ કહેતો હતો, એટલે **તારાને** પેલી ક્રૂર ભેદીત વાત* કહેવાને બનતું ન હતું. અને એ ગુપ્ત રહેલી બાબતથી **કલોજી** રિબાય છે, માટે તેનું કહી દેવાને સમય શોધતી હતી; પણ સમય મળતો ન હતો, પરંતુ સાધ્વી **તારા** એ હકિકત જણાવે, તેમાં **કલોજીને** બેવડું દુઃખ થાય તેમ માનતી હતી. કેમકે એ પ્રપંચમાં પોતાનો અને **અભયસિંહનો** હાથ હતો, એટલે કદી પોતાને માટે તો નહિજ, પણ પોતાના થએલા પતિની છુપી મસલત ઉઘાડી પાડવામાં તે પ્રથમ દોષ માનતી હતી, અને જો કે **અભયસિંહ** જેવા બેદીલ આદમીના પ્રેમથી શકમંદ થતી જતી **તારા,** એ વાત ખુલ્લી કરવાને અચકાતી ન હતી, તોપણ પોતાની તરફ અને **કલોજી** તરફ બેવફા નીવડતા જતા **અભયની,** તથા પોતાની ભુલ સુધારવા ભેદ ઉઘાડો પાડવાને **તારા** બિલકુલ પાપ માનતી ન હતી. કેમકે જ્યાં સુધી ડાચાકાનના કે મૂર્ખ માણસને તેની ભૂલ ન બતાવી શકાય, ત્યાંસુધી ,એ ભૂલ ફળ દ્રૂપ ગણીને તેનો લાભ લહેતા જાય છે, માટે તેવાઓની શુદ્ધ ઉઘાડવા અલબત, તેના ખાસ સ્ને-

---

*__તારાએ, કલાજીને__ પરણવા માટે, **અભયસિંહ** મારફત **પ્રમાદ** સાથે **કલાજીને** ન વરવા દેવા પ્રપંચ કર્યો હતો તે હકિકત.

હીએ પ્રયત્ન કરવો જોઇએ. અને અલબત, તેમ કરતાં પ્રથમતો તે માણસને પ્રતિજન પ્રત્યે વિરોધાભાસ થશે, પણ તે પછીથી બહુ લાભકારક નીવડશે. તેમાં પાપ માનવા જેવું શું છે? સ્ત્રીએ, પતીની; મિત્રએ મિત્રની; મંત્રીએ, રાજાની; અને ગુમાસ્તાએ, શેઠની ભૂલ તેનેજ બતાવી આપવી, એ પાપ નથી પણ સવાબ છે. અલબત દંતકથામાં અને નિંદાખોરોની બુરી જુબાનમાં સાધવી સ્ત્રીઓનાં કર્ત્તવ્ય, એ તારાનાં આચરણને કદી કલંકરૂપ થઇ પડે, તોપણ કલાજી જેવા વફાદાર મિત્રને પોતાનો પતિ બેવફાઇથી બદલો આપે, એ તારાથી જોવાઇ શકાય તેમ ન હતું એટલેજ અભયને ખુલ્લો પાડવામાં તેણી તેની સ્ત્રી દાખલ પણ પાપ માનતી નહતી. પતિની કુછંદી ચાલ, અને તેનો નિમકહરામીનો દોર કદી કોઇ નિર્દોષ માણસની ગરદનપર વીંટળાતો હોય, તે વખતે તે નિર્દોષને બચાવવામાં કદી તેની સ્ત્રી પણ મદદ કરી તે કરનાર ધણીને તેના કર્ત્તવ્યનું ફળ મેળાવી દે, તો તેણે અધમતા કહેવાશે નહિ, પણ તેણીએ તેના ધણીને વધતા જતા પાપના બોજા તળેથી દબાતો સહિસલામત થોડાજ દુઃખમાં દબાવીને બહાર કહાડેલો કહેવાશે: એમ તે વિચાર લહેતી હતી. જોકે એ સ્ત્રી એક ભોળપણનો ભોગ થઇ હતી. ને તેથી તેણીને માઠું પરિણામ ચાખવું પડયું હતું, તો પણ તે "અંતે ધર્મજય અને પાપેક્ષય" એ કહેવતથી માન પામી હતી. તારા, જે તક શોધતી હતી, તે હવે મળી હતી. ને તેનો લાભ લઇને અભયસિંહના જુદા જુદા વખતે જુદાં જુદાં કાવતરાંની કેફીયત કહેવા ચાલી હતી. તે નિડર થઇને બોલી હતી. કલાજીને, અભયસિંહનાં અવિચારીપણાના દાખલા દર્શાવી દેતી હતી. પતિની ભૂલ કહેવાને આ સાધવી માન સમજતી હતી, માત્ર નિર્દોષતાથી બોલતી હતી. બોલત તો નહિ, પણ પોતાના

પતિના અવિચારીપણાથી કંટાળીને, તેના પતિની ભૂલ સુધારવાના હેતુથી અને પોતાના ભલા ખેરખાહને રિબાતો જોઇને તે બોલી. બોલીને પસ્તાણી. રાજ્યખટપટના વિશાળ મેદાનમાં ઉગી નીકળેલી નિરૂપયોગી નેતરની છાયાને શરણ થઇ. છાયામાં લઇ જનાર કારભારીની કારસ્તાનીનો નાશ કરવા, પ્રયત્ન કરવા લાગી. કોણ કારભારી એવો હતો? કારભારીને એવું કરવાનું શું કારણ હતુ? **અભયસિંહ** ફરીને બેવફા શામાટે થયો હતો? **તારા** ભ્રમણામાં કેમ પડી હતી? એ ભમાવનાર કૂતરાને હવે તપાસીએ.

એ કારભારી **તર્કપ્રસાદ** નામનો નાગર હતો. તે જોધપુરનો વડો કારભારી હતો. આખા રાજ્યમાં તેનું ચલણ હતું. **અભયસિંહ**નો વિશ્વાસુ પ્રધાન હતો, અને રાજ્ય ખટપટની દરેક કળામાં નિપુણ હતો. આ નિપુણતાથી **કલાજી** વાકેફગાર થયા પછી એવા ખટપટીયા કારભારીઓને નાબૂદ કરવાને તે આગળ પડયો હતો. ને તેથી એ નિમકહરામ કારભારીઓ વેર લેવાને **કલાજી**નું, ને સાથે **અભયસિંહ**નું પણ નખ્ખોદ વાળવાને પ્રયત્ન કરતા હતા. પોતાના હડકવાના કારી રોગથી **કલાજી**ને રોગી કરવાને એ કૂતરા તક શોધતા હતા. તેઓ હજી તદન બરતર્ફ થયા ન હતા. કેટલાક લોકો છુપી રીતે પણ **અભયસિંહ**ને મળતા ભેટતા રહી કાન ભંભેરતા હતા. તેમાં **તર્કપ્રસાદ** નામનો હજુર કારભારી કે જે લુચ્ચો, બદમાશ, સ્વાર્થી, એટલપેટો અને અધમ ખવાસનો હતો, તે દરેક સમયે **તારાની** ગેરહાજરીનો લાભ લઇને, **અભયસિંહ** જેવા વહેમીને વહેમમાં નાખતો. જોકે ઘણી વખત **તર્કપ્રસાદની** ખોટી રીતભાતના દાખલા, અને દલીલો સુદ્ધાં **કલાજીએ**, **અભયને** દર્શાવી આપ્યાં હતાં, છતાં **કલાજી** પર સદાનો શકમંદ **અભય**, **તર્કપ્રસાદને** પ્રસિદ્ધ નહિ તો ગુપ્ત પુજતો હતો. **તર્કપ્રસાદ** અને તેના સાગરિ-

તોને રાજ્યમાંથી દૂર કરવાની મતલબમાં બેશક **કલોજી** નિસ્પૃહ હતો. કેમકે તેઓને દૂર કરીને પોતે એકલો સર્વ કારભાર કરવા ઇચ્છતો ન હતો. તેનું વિકળ અને વિહ્વળ મન દરેક સંસારી વસ્તુના પર વિકારની નજરથી જોતું હતું; પરંતુ એ નાગરોના કાવાદાવાથી કદી કોઇ વખતે **અભય**, ઓચિંતી આફતનો ભોગ થઇ પડે, એમ સમજીને **કલોજી** સમજતો હતો. પણ ભોળો **અભય**, એ સર્વ વાત **તર્કપ્રસાદને** ગુપ્ત રીતે જણાવતો હતો, એટલે ઝેરથી ભરેલો કાળીનાગ, **કલોજીને** જલદીથી દૂર કરવાનો પ્રયત્ન કરતો હતો. તે સમય શોધતો હતો, તે વિચાર કરતો હતો, તે પાપી કૂતરો પગ ચાટીને કરડવા માગતો હતો. તે અધમ ઊંદર, ફૂંકીને કરડવા ઇચ્છતો હતો. તે નિર્ભય નાગ, ચળકતી ચામડીથી વશ કરીને ઝેર દેવા ધારતો હતો. એ દુર્જન બિલકુલ ખૂનથી પાપ માનતો નહતો. કેમકે તેના ગુણોજ નિર્ગુણ હતા. કહ્યું છે કે.

માખીના માથામાં ઝેર—સાપના મોઢામાં ઝેર;
વિંછીની એળમાં ઝેર—દુર્જનને સર્વાંગે ઝેર.

પણ ખચિત પવિત્ર નરોને ભક્તિની પ્રસાદી મેળવાની તક, જ્યારે મહાકાઠીણ્યતાથી મળી શકે છે. ત્યારે અધમ કૃત્ય કરનાર પર કૃપાળુ ઇશ્વર તરત પ્રસન્ન થતો દેખાય છે, બલ્કે તેને જોઇતી સગવડ કરી આપતો હોય, તેમ જણાય છે. નહિ તો આ વખતે **કલોજીને** દુઃખી કરવા શતરૂની ઇચ્છા કેમ થાય? **તર્કપ્રસાદે** જાણ્યું કે **કલોજી** રાજ્યમાંથી હાલ તરત જવાનો છે, અને તેની જગ્યા સંભાળનાર પોતે સિવાય બીજો કોઇ નથી, ત્યારે તે ગર્વ ધરીને **અભયને** મળ્યો. અને પોતાનો અસલ હોદ્દો મેળવવાનું વચન લીધું. પછી તે હડકાયો કૂતરો મગરૂર થયો. તેને ઉમદી તક મળી. પણ **કલોજી** જાય, તે ફરીને આવેજ નહિ. અને પોતાનો

અમલ સદાને માટે કાયમ રહે, એવી પ્રયુક્તિ કરવામાં રોકાયો. તેણે **અભયસિંહને** ભંભેર્યો. **કલાજીને** સમજાવ્યો. અને **તારાને** ઉશ્કેરી. આખરે એ હડકાયો કૂતરો દુર રહ્યો, અને કાચા કાનના **અભય-સિંહને** હડકવાનો કારીરોગ ઉત્પન્ન કરીને તેનીજ પાસે **કલાજીને** કરડાવ્યો. **અભયને** બિલકુલ શરમ ન આવી. **કલાજીનો** પરિશ્રમ, પ્રામાણિકતા, ઇમાનદારી–વફાદારી–અને નિમકહલાલીનો બદલો તેણે બદમાશીથી આપ્યો. કસરવેજનાં કારસ્તાનથી ભૂલો પડેલો ઑથેલો ભમ્યો, તે પ્રમાણે તે ગયો—અને અંતે બીજાને પાયમાલ કરીને પોતે પણ પશ્ચાતાપ કરતો હાથ ઘસતો રહ્યો. માત્ર રાજ્ય ખટપટની બારિકી ન સમજ્યો, ને ખ્વાર થયો, " **બુદ્ધિકર્માનુસારિણી** " એ પ્રમાણે તેના કર્મ પ્રમાણે બુદ્ધ ઉત્પન્ન થઇ, અને ગયો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### કલાજીના શયનગૃહમાં મધ્ય રાત્રિએ તારા

**કલાજીનું** ચિત્ત ચંચળ થયું, અને તેણે હવે પોતાના નિયોગી **અભયને** જણાવની છુટ લીટી. પરંતુ દેશાટણ કરવા જવા પહેલાં તેણે તેની માતા પાસે જવા માટે રજા માગવા આવ્યો. **અભયસિંહે,** તેને ઉપરની દિલગીરી સાથે પાલીગામ જવા રજા આપી. આ સમય સુધી વહેમી **અભય,** જો કે વહેમથી તો ઉગારે નહિ, પણ કંઇ **આયાણુ**પણે જોતો હતો. કંઇક મનથી અને કંઇક **તારાની** શરમે તેને ચાહતો હતો. પણ જે દિવસે સવારના **કલાજી** પોતાને ગામ જવાનો હતો, તેની આગલી રાત્રે ચંડાળ **તર્કપ્રસાદે** નવોજ બુટ્ટો ઉઠાવ્યો હતો. અને પ્રથમ તે **કલાજી** પાસે ગયો હતો. **કલાજી,** આ **તર્કપ્રસાદના** તર્ક વિતર્કથી ઉપજાવી કહાડેલા વિચારોને ધિક્કારતો

હતો, તો પણ આ વખતે તે તેની વાત ધિરજથી સાંભળી હતી. માત્ર તેની ભાગ્યદેવીએ, તેની વાત સાંભળવાની પ્રેરણા કરી હતી. કેમકે તેણી તેનાપર રૂઠી હતી. ને તેણેજ મોકલેલો **તર્ક**, તેને ફસાવવા આવ્યો હતો. **તર્કપ્રસાદ, કલાજીના** દીવાનખાનામાં દાખલ થયો, એટલે તરત **કલાજીને** માન શુકન થયું, પણ તેણે આવીને **અભયસિંહની** વાત કરવા માંડી. તેમાં **કલાજી** ડગાયો. કેમકે **અભયસિંહનો** માનીતો **તર્કપ્રસાદ** તેની વાત કરે, તે કદી ખરી હોય, એ બનવા જોગ હતું, તેથી તેણે **તર્કપ્રસાદ** પાસે સર્વ હકિકત માગી. **તર્કપ્રસાદ** ગંભીરતાથી નમ્રતાથી, અને વિવેકતાથી બોલ્યો. " મ્હારા શિરછત્ર **કલાજી**? મને તમે રાજ્યના હિતકારી જાણો, અગર બેવફા જાણો, પણ મેં આ રાજ્યનું લૂણ ખાધું છે, એટલે મારી ફરજ બજાવ્યા સિવાય ચાલતું નથી! તમે જાણો છો, અને જુઓ છો, તેમ મારાપર દરબારની પ્રીતિ છે, પણ એ પ્રીતિનું બૂરૂ ફળ મેળવવાનો મને વખત આવ્યો છે. **અભયસિંહ** દરબાર મને આ વખતે ખરે અવળો માર્ગ સુચવે છે. મારાપર દબાણ કરે છે. રાજ્યમાં હવે તમે સિવાય બીજો કોઇ પુખ્ત વિચારનો અમલદાર નથી. તેમ **અભયસિંહને** એ કામ કરતો રોકે એવી કોઇની સત્તા નથી. માટે હું તમને હાથ જોડીને કહું છું, કે હું કહું, તેનો આપ બંદોબસ્ત કરો. **અભયસિંહને** સમજાવો. આમ કરવાથી પરિણામ સારૂં આવશે, નહિ તો રાજ્ય પાયમાલ થશે. વિષયીને વધુ જ્ઞાન હોતું નથી. ઘરમાં રંભા જેવી વારાંગના છતાં, તે સીદણ જેવી કદરૂપી પર મોહે છે. હડકાયું કૂતરૂં મિષ્ટાન મુકીને અજીઠું ખાવામાં મોજ સમજે છે, ઉછળી ગયેલ આખલો સ્વચ્છ અન્ન ખાવાને બદલે, નર્કપર પ્રીતિ રાખે છે, તેમ **અભયસિંહની** સ્થિતી છે. એ દરબાર હવે તમને અહીં રહેલો જોઇ શકતો નથી,

કેમકે તેના પાપી કામમાં કદી તમે વિઘ્ન નાખો. અને મારાથી પણ હવે કંઇ કહી શકાતું નથી. કેમકે મારી પાસે પણ અધમ કૃત્ય કરાવવા તૈયાર થયા છે. મને કહે છે કે **બંસીલાલ ઝવેરી**ની યુવાન છોકરીને સમજાવી લઇ આવો. ન આવે તો બળજોરીથી લઇ આવો. આખરે મારે તે કામથી દૂર રહેવું પડયું, એટલે તેણે બીજાની મારફતે તે બાળાને આજ રાત્રે બાર વાગે ચોકસ ઠેકાણે મળવાને તેડાવી છે, તેથી તે જશે, પણ તમે આ ટાણે યા સવારે તેનો બંદોબસ્ત કરી લેજો. હું વધુ કહેવા નથી માગતો, પણ **બહાદુર કલાજી**? આ વાતમાં તારી હીણપસ્તી થશે. કેમકે તમો અહીં હાજર છો. **તારાને** આ વાતની ખબર છે, અને હું ધારૂં છું, કે તે તમને પુછવા આવશે! તે બિચારી નિર્દોષ સ્ત્રીને આપનો ભરૂસો છે. તે પાકજાદ ઓરત એકદમ છેડાઇ પડશે. તે તરત ગડબડ કરીને મેહેલ ગજાવશે. અને હાલ ટુંકમાં કામનો બંધ નહિ વળસે, તો પછી લંબાણ થશે; અને તે લંબાણથી રાજ્ય પાયમાલ થશે. માટે તમારે ગુપ્ત રીતે તપાસ રાખવી. હું રજા લઉં છું. પણ **અભયસિંહને** સંભાળજો. રાત્રે બારવાગે જશે" એટલું બોલીને **તર્કપ્રસાદ** એકદમ ઉઠ્યો. **કલાજી**, કંઇજ બોલ્યો નહિ. પણ તે બહાર નીકળીને દાદરપર આવે, તેટલામાં **તારા**એ તેને પકડયો. **તારા**એ છેલ્લાં બે વાકયો સાંભળ્યાં **"અભયસિંહને સંભાળજો. રાત્રે બારવાગે જશે"** આ વાક્ય સાંભળીને **તારા**ના પેટમાં શોકનો શેરડો પડયો, એ સુંદરીના મનમાં એમ આવ્યું કે "રખે **અભયસિંહ** રાજ ત્યાગ કરી જાય." કેમકે તેજ દિવસે **તારા** અને **અભય** વચ્ચે **કલાજી** બાબત ટંટો થયો હતો. **તર્કપ્રસાદ**ના ભંભેરવાથી **અભય**, **કલાજી**ને રાજ્યમાંથી જવા દેવા ખુશી હતો, જ્યારે **તારા** તેને રોકવાની હઠ લઇ બેઠી હતી, ને તે લંબાણ ચર્ચાવા પછી વાત એમજ બંધ પડી હતી, તેથી તે ગભરાતી હતી.

આ સમયે **તર્કપ્રસાદ**, એ દમ્પતિના વિતંડાવાદની વચ્ચે પડીને લડાવતો હતો, ને છેવટે તેણે પ્રથમ **અભયને** ઉશ્કેર્યો હતો કે " **તારા કલાજી**ને માટે આટલી રોકવાની હદ કરે છે, તેમાં મતલબ છે. **તારા, કલાજી** સાથે પ્રેમમાં ફસી છે. એ તો આખું રાજ્યસ્થાન જાણે છે. પણ પોતાનું વચન રાખવા એ સુંદરી તમારી સાથે પરણી છતાં **કલાજી** સાથે છુપો વહેવાર રાખે છે. જોવું હોય તો આજ રાત્રે બારવાગે તમે તમારા પલંગપરથી છુપી રીતે ઉઠજો. અને બહાર આવીને ઉભા રહેજો, એટલે હું ત્યાં તૈયાર રહીશ, ને પછી એ બંનેના કારસ્તાન બતલાવીશ " એમ કહીને **તર્કપ્રસાદે, અભયને** પ્રથમથીજ ભંભેરી મુકયો હતો. ને રાત્રે બારવાગે એ તમાશો દેખાડવા માટે પ્રથમથી તે ગોઠવણ કરતો હતો. **તારાએ** જ્યારે તેને દાદરપરથી પકડયો, ને ખરીવાત કહેવા જણાવ્યું, ત્યારે નિખાલશ દિલથી, ગંભીર થઇને, જાણે અફશોષ કરતો બોલ્યો "બાઇ ? પણ તે વાત કહેવામાં માલ નથી. નાહક મારી ગરદન ઉડી જાય " "તને કશું થવાનું નથી. કહે આવે વખતે તું **કલાજી** પાસે કેમ આવ્યો ? સંભાળવાની શી વાત હતી ? જો ખરેખરૂં કહીશ તો ઠીક છે., નહિ તો સમજજે કે સવારે તારો જાન નથી " **તારાએ** તેને દમ આપીને કહ્યું. **તારા** વિક્રાળ બની. તેનો ચહેરો તપેલા લોખંડ જેવો દેખાવા લાગ્યો. તેના મોંઢાપર સત્યતાના અગ્નિએ દેખાવ આપ્યો. **તર્કપ્રસાદ** ગભરાયો. પણ નાગર બચ્ચો, કારસ્તાની કૂતરો એક અબળાના સખ્તાઇ ભરેલા ને દમબાજ દમામથી પાછો હઠયો નહિ. તે હિમતથી બોલ્યો " હું જે વાત કહું તે ઉઘાડી પડે, અને મારો જાન જાય, તો જોખમદાર કોણ ! " **તર્કપ્રસાદે** તર્ક કર્યો.

" હું—હું—બોલ શું છે ? ખરી વાત કહી દે ? " **તારાએ** દહમતથી કહ્યું.

"**એમ મારાથી** વિશ્વાસ રખાય નહિ, રાજ્યનાં **એ** જોખમી કામ છે, **મારૂં સત્યાનાશ નાકળી** જાય. ગજમાંથી ને ગઢમાંથી પગ તો જાય, પણ મારાં કૂળનું નિકંદન નીકળી જાય. તમે લખી આપો છો, કે હઠીલાઇથી કઢાવેલી વાત છુપી રાખવી ?" **તર્કપ્રસાદે, તારાને** ફસાવી.

**તારા** ગરજાઉ હતી. તેણીને **તર્કપ્રસાદની** દગાઇથી ભરેલી પણ ચળકતી વાત સાંભળવાનો મોહ ઉત્પન્ન **થયો** હતો. અને તેજ મોહિનીથી **તર્કપ્રસાદની** કબુલાત કબુલ કરીને લખી આપવામાં **તારાને** બિલકુલ વાંધો લાગ્યો નહતો. **તર્કપ્રસાદને** દીવાનખાનામાં લઇ ગઇ હતી. અને **પ્રથમ** તેને લેખ લખી આપવાની યોજના ઘડતી હતી. પણ ભોળી લલના થોડું સમજતી હતી. કે એ ચળકતી ચામડીનો ઝેરી નાગ ધોળાપર કાળું કરાવીને અંતે તેણીનેજ પાયમાલ કરવાનો છે. **તારાએ** નીચે **પ્રમાણે** લેખ લખી આપ્યો હતો.

" રા. તર્કપ્રસાદ—આ લેખથી હું બંધાઉં છું, કે આપણા બે વચ્ચે થએલી વાતચિત બિલકુલ ઉઘાડી પાડવી નહિ, અગર જો પ્રસિદ્ધ થાય તો હું જોખમમાં ઉતરીશ. "

**લા. તારા ભટિયાણી.**

આ લેખ પોતાના ખીસામાં મુકયા પછી **તર્કપ્રસાદે** પોતાનાં કારસ્તાનનો પડદો ઉઘાડયો, અને ભાષણ શરૂ કર્યું "ઓ દેવી ! તું રાજ્યમાતા કહેવાય છે. અમે તારી સકળ પ્રજા છીએ—**અભયસિંહ** દરબાર રાજ્યનો પિતા છે, માતા પિતાની નિંદા કરવી, અને નર્ક ખાવું બરાબર છે. પણ જ્યારે તમો હઠ કરીને પુછો છો તો, જણાવું છું કે **અભયસિંહ રાઠોડની** વૃત્તિ ચળી છે. તે તમોને પોતાના **હૃદયમાંથી** દૂર કરવાના છે, એ મારાથી કહેવાતું નથી, પણ તેની પોતાની ઇચ્છા જુદીજ છે, તે આજે રાત્રે બારવાગે ચોક્સ ઠેકાણે **એક સ્ત્રીની સાથે** સદાનો સંબંધ જોડવા જવાના છે. અને

તે વાત **કલાજી**ને ખબર છે. બાર વાગે તે જશે. જો જવું હોય, તો તે ગયા પછી ઉઠજો. અને તેજ વેળા **કલાજી** પાસે જજો. હાલ જશો નહિ. **કલાજી**એ તમને બાર વાગેજ આવવા કહેલું છે. તે તમને સઘળી હકીકત કહેશે. હું જાઉં છું. માફ કરજો. તમારો હું અપરાધ કરતો નથી, પણ તમને પાપથી બચાવું છું-વાત પ્રસિદ્ધ કરશો નહિ, અને **કલાજી** સુચવે તેમ કરજો. તમે તો અમારાં માતા જેવાં છો." એવું કહીને **તર્કપ્રસાદ** તરત ઉઠયો. અને પોતાનું નવું નાટય ગોઠવીને રાત્રે ભજવવાની વેળા જોવા લાગ્યો. વહેમાયલી **તારાને** આ વાત ખરી લાગી. સમય સંકળનાથી બનેલા આગલા બનાવે, અને ચાલતા અણબનાવે તેનું મગજ, લોહીના ઉકળવાથી ઉકળ્યું. પવિત્ર, પણ ઉંધા ભાગ્યની ઇસ્ટલીન કારસ્તાની કૃતરાનો ભોગ થઇ, તેમ પોતાની શકની નજરને પુષ્ટિ મળવાથી તે વધુ શકમંદ થઇ. રાત્રિએ બનવાના બનાવ માટે વાટ જોતી બેઠી. કમભાગ્ય સ્નેહીઓ ખુલાસો કરે. તો પછી અધમ શેતાન ફાવી કેમ શકે? જો તે ફાવી ન શકે તો આ દુનિયાની ઉથલપાથલ કોણ કરે? ને જો તે તેમ ન થાય તો કુદરતે નિર્મેલું ભવિષ્ય પસાર શી રીતે થઇ શકે? તે બદમાશને આજની રાત્રિ મંગળ ચોપડીયાંથી ભરેલી હતી. આજ રાત્રિએ તેના સુખના સુખનો ઉદય થવાનો હતો. અને તે પોતાના નામનો વિજય કરીને દુનિયાઇ જીંદગી સફળ થએલી માનવાનો ઇરાદો રાખતો હતો. એમ કરતાં રાત્રિના દસ વાગ્યા હતા. નગ્ર સુન્યસાન હતું. તે વેળા અંધાર પછેડો ઓઢીને એ નિમકહરામ કૂતરો દરબારગઢની દેવડી આગળ આવીને છુપો ઉભો ઉભો બાર વાગ્યાની રાહ જોતો હતો.

**જયારે કોઇ કાર્યનું ભુંડું પરિણામ આવવાનું હોય છે. ત્યારે અકલમંદના વિચારોના દરવાજા બંધ થઇ જાય છે, તેમ અભયની,**

**તારાની** અને **કલાજીની** દિર્ઘદૃષ્ટી ત્વારેત બંધ થઇ ગઇ હતી. અને કનિષ્ટ કૂળના **તર્કપ્રસાદના** વિતર્કથી ભરેલાં કારસ્તાનોમાં સર્વે સપડાયાં હતાં. **અભયસિંહ** પણ રાત્રીના બાર વાગ્યાની વાટ જોતો હતો. તેમ **તારા** અને **કલાજીનો** પણ વખત હડતો ન હતો.

**કલાજીને, તર્કપ્રસાદની** દરેક હીલચાલ અને કાર્યમાં શક હતો, પણ દૈવયોગે આ વાત તેને હાડોહાડ ઉતરી ગઇ હતી, અને તેનું કારણ પોતે રજા માગતી વેળા સુધીમાં અનુભવ્યું હતું, એટલે **તર્કપ્રસાદે** જે જે હકીકત કહીને અણગમો ઉત્પન્ન કરાવ્યો હતો, તેજ પ્રમાણે **અભયના** હૃદયની વાર્ત્તા **કલાજીના** મનમાં વસી હતી એક બીજાને જુદી જુદી રીતે સમજાવનાર **તર્કપ્રસાદ** ગુપ્તજ હતો, અને બન્ને ખુલાસા વિના મનમાંજ તર્ક કરતા હતા, એટલે એ **તર્કપ્રસાદ** પોતાની ઠગાઇ ભરેલી બાજીમાં ફાવ્યો હતો—કળિના કારસ્તાનથી પુષ્કળ ફાવ્યો, તેમ પોતાનાં કારસ્તાનથી આ **તર્કપ્રસાદ** ફાવ્યો હતો—અને **કલાજીએ** તેની વાત માન્ય કરીને રાત્રિએ બાર વાગે આવનારી **તારા,** ને તેના સંભળાતા સમાચારની રાહા જોતો, નિરાશ થઇને બેઠો હતો. તેને દુનિયાંપર તિરસ્કાર થયો હતો. તેમાં **તર્કપ્રસાદે** ઉમેરો કર્યો હતો. **અભય** પોતાને ઇચ્છતો નથી, એમ તેને **અભયના** મર્મ વાક્યથી જણાયું હતું. ને વધુ તો **તારાએ** તેને થએલી ખટપટનું કારણ જણાવ્યું હતું, એટલે તેમાં પડેલા મત ફેરથી ખચિત **કલોજી** માનતો હતો, કે વહેમી **અભયના** આશ્રય તળે રહેવું જોખમ ભરેલું છે—એવા વિચારમાં પુષ્ટિ મળી—તેના મનના વહેમો ખરા પડયા—અને છેવટની રાત્રિનો તમાસો જોઇને તે બાબતથી દુર રહેવા, તથા **અભયને** તેનાં અવિચારીપણાંનો જીવતો દાખલો બેસાડવા, પોતે વચ્ચે ન પડવાનો ઠરાવ કરીને ચાલી જવા ધાર્યું—એ વિચારમાં રાત્રિના બાર વાગ્યા, અને **અભય** ઉઠીને

નીચે ઉતર્યો, કે **તારા** પોતાના દિવાનખાનામાંથી જોવા ઉઠી—**કલા-
જીના** શયનગૃહ અને **તારાના** શયનગૃહ વચ્ચે એકજ દાદર હતો—
અને **અભયસિંહ** નીચે ઉતરી પડયા પછી વીકરાયેલી વાઘણ નિ-
ર્ભય થઇને નિર્દોષપણે તેની **કલાજીના** શયનગૃહમાં પહોંચી હતી.
**કલાજી** તેણીને જોઇને ચમકયો હતો. **તારાને** આવેલી જોઇને
તેણે આ સમયે વધુવાત કરવામાં જોખમ સમાયલું ધારી, ત્યાંથી
તેને જલદી રવાના કરવા ઇચ્છયું હતું. પણ હજુ વાત થાય તેવામાં
ખડખડાનો અવાજ થયો. અને તરત ભયભીત **તારા, કલાજીના**
શયનગૃહમાંથી નીકળીને નીચે ઉતરી પડી—જે ધબકારો બીજા મા-
ણસે સાંભળ્યો—અને બરાબર **તારાને** ઉતરતી જોઇ—પણ તે વખતે
એ માણસ બોલ્યો નહિ, પરંતુ વધુ ચર્ચા જોવાને એક તરફ છુપી
રહ્યા. **તારા** નીચે સઘળી તપાસ કરીને પોતાની પવિત્રતાનો નમુનો
બતાવા **કલાજીના** શયનગૃહમાં ગઇ—ભાઈ અને બહેનની વચ્ચે રહેલી
પવિત્ર મહોબતને મોં આગળ કરીને મધ્યરાત્રિએ **તારા, કલાજીના**
શયનગૃહમાં પહોંચી. તેના નસીબની ગીરદેશીથી વીતક વાર્તા કહેવા
ગઈ. માત્ર પવિત્ર રહીને પાછી ફરવા ગઇ. જો કે તે માંહેનું બુરૂં
પરિણામ જાણ્યું, પણ તે વખતે નિડર થઇને તેણી **કલાજીના**
પલંગ પર, બહાદૂરના ખોળામાં માથું મુકવા ગઇ—તેની પાસે મદદ
માગવા, સલ્લાહ લેવા ગઇ—પણ અંતે જોખમમાં ઉતરી.

---

## પ્રકરણ ૭ મું.

---

### નિર્દોષ ભૂલ.

" **તારા**, મધ્યરાત્રિએ **કલાજીના** શયનગૃહમાં જાય છે;
તેની સાથે આડો વહેવાર રાખે છે, **અભયસિંહની** આંખ

અંજાવીને, વિશ્વાસમાં ઉઠાવીને, અને શરમમાં નાખીને **કલાજી** આવું નીચ કામ કરે છે, તથા પતિવ્રતાનું ડોળ ઘાલનાર **તારા,** આવી વ્યભિચારી નીકળી છે, નિમકહરામ કૂતરો ખાય તેનુંજ ખોદે છે, ખોટા હીરા વધુ ચળકે છે, કાળા નાગની ચામડી હમેશા મળકતી હોય છે, ગરજુ–શ્રિયાળ હમેશાં પ્રીતિ :મેળવતોજ આવે છે, " ઇત્યાદિ દાખલા સાથે **તર્કપ્રસાદે અભયસિંહને, કલાજીની** દુષ્ટ હિલચાલ વિષે માહિતગાર કર્યો–**તારાને, કલાજીના** શયનગૃહમાં જતી પ્રત્યક્ષ દેખાડી–અને વધુ પુરાવા માટે **તારા** પાસેથી લખાવી લીધેલી ચીઠી બતાવીને બોલ્યો કે " **તારાને, કલાજીની** પાસે જતાં મેં ઘણી વખત પકડી હતી, અને તેથી ભય પામીને હું બીજાને વાત ન કહું, એ માટે આ વિનતીપત્ર લખી આપેલો છે. એજ **તારા,** અને **કલાજી** વચ્ચેની મહોબતની જીવતી જામીનગીરી છે " **અભયસિંહને** આ બાબત હાડોહાડ ઉતરી ગઇ. **તર્કપ્રસાદનો** તર્ક અને પેચ એવાં બારિક હતાં, કે કદી **અભય** જેવો વેહમી તો શું ? પણ **કલાજી** જેવો બહાદૂર નર પણ ભૂલાવો ખાઇ ગયો ! **તર્કપ્રસાદ** એટલેથીજ બંધ રહ્યો નહિ. તેણે **અભયસિંહને** વધુ કંઇ દેખાડવા **કલાજીના** શયનગૃહ પાસે લઇ ગયો, કે જ્યાં **તારા** અને **કલાજીનો** ખાનગી વિતંડાવાદ થતો હતો–બન્ને જણ છુપા ઉભી સાંભળતા હતા ! **તર્કપ્રસાદ, અભયને** ઉશ્કેરતો હતો–**અભય,** હીચકારો અને બાયલો બનીને તેઓનાં ખૂન કરવા દોડતો હતો, પણ **તર્કપ્રસાદ** તેને થોભાવી રાખતો હતો. નવું નવું બતાવતો હતો, તેને શાન્ત પાડતો હતો. પ્રયુક્તિ કરીને વેર લેવાની નવી યુક્તિ બતલાવતો હતો. પવિત્ર સ્ત્રીને કલંક લગાડવામાં અને નિર્દોષ પુરૂષપર તહોમત ચડાવવાના દરેક ઉપાયો યોજતો હતો ! નાગરી વિદ્યા કરીને પોતાના નામનો પ્રત્યક્ષ નમુનો બતાવતો હતો.

તેમાંથી નીકળતી વ્યુત્પત્તિના ગુણો પ્રગટ કરીને નિષ્કલંકીત અને નિર્દોષ માણસને પ્યાર કરતો હતો. **અભયને** પકડીને ઉભો હતો. પારકી ચેષ્ટા અને તે પણ અપવિત્ર નજરે જોઇને ચંડાળ આદમી નીચ પૈસાના અને પાપી પેટના સ્વાર્થને ખાતર આ અધમકૃત્ય કરવાને બિલકુલ શરમ, અપમાન, કે પાપ માનતો હતોજ નહિ. તેને મન આ એક કિલ્લો સર કરે છે એમ માનતો હતો. દુશ્મન સામે લડીને નહિ, પણ તેના પેટમાં છુપાઇને છરી મારી મહાત કરવામાં મોજ સમજતો હતો. કરતૂકી કૂતરાની પગ ચાટવાની ચાતુર્યતા જોઇને કદી **અભયસિંહ** નિમકહલાલ માનતો હશે, પણ કુદરત તેને ઇનસાફ આપતાં વફાદાર કરાવશે? શું આ સંસારની રંગભૂમી પર ભજવાના નાટકોનો રચનાર સત્યતાનો લોપ થવા દેશે? ના. પવિત્ર સુંદરી **તારા**, નીચેથી દોડતી **કલાજી** પાસે આવી, તેના હૃદયમાં હોળી બળતી હોવાથી તે ગભરાતી આવી. પવિત્રતાના પ્રકોપથી પોતાના ક્રોધનું બળિદાન દેવા આવી. પોતાનું નખ્ખોદ વળતું જોઇને આવી. **કલાજી**એ અપાવેલાં સુખનાં ફળ બતલાવવા આવી, અંતે આવી અને **કલોજી** પોતાના પલંગપર વિચાર કરતો બેઠો હતો, તેના પગપર માથું મુકીને રડતી બોલી— "ઓ **કલાજી**? **કલાજી**? મ્હારાપર કેવો જુલ્મ? મ્હારા પર કેવી નિર્દયતા? કેવી અધમતા? કેવી અપવિત્રતા? **અભયના** આચરણ હું કેમ જોઇ શકું? અરે! હાય! હું મારી જીંદગી કેમ ગાળી શકું? ઓ **કલાજી**? મેં તને પ્રથમજ કહેલું હતું કે આ લગ્ન મરજી વિરૂદ્ધ છે, અને તે છતાં તેં મને દબાણ કરીને પરણાવી, તો આજે આ ફળ ચાખવાનો વખત આવ્યો. હવે કોને કહું? શું કહું? ક્યાં જઇ કહું? મારી ફરિયાદ કેવી રીતે કરૂં? મારો અંત કેમ લાવું? ક્યાં જાઉં? મને કહે—**કલાજી**? મને કહે—'

તારા રડતી રડતી. હૃદયનો પશ્ચાતાપ પ્રકટ કરીને, પોતાના મીઠા પણ કરૂણાજનક સરોદથી **કલાજી**ની છાતી પીગળાવા લાગી–**કલાજી** ધિરજ દેતો બોલ્યો.

" **તારા** ? ધિરજ ધર. આપણે તેનો રસ્તો કરશું. તું ગાંડી નથી. રાત્રિ છે. કોઇ આવશે. તું હાલ તરત ચાલી જા. બન્યું તે બન્યું. ધિરજ ધર. પતિનાં દુરાચરણી કામોને નાબુદ કરવાં, એ સ્ત્રીની સત્તાપર આધાર રહે છે. કુચ્છંદી પતિને ઠેકાણે લાવવો, તેમાં પ્રશાન્તિના અંકુરનો ઉપયોગ કરવો ઘટે છે. **અભય**, પ્રથમ-થીજ હિચકારો, બાયલો ને વેહેમી છે; એ હું જાણતો હતો, છતાં મિત્રધર્મ બજાવવાની મારી દૃઢ રીતિથી મેં તને વરાવી છે. હું કદી તેના દોષ વધુ તો નહિ સાંભળું, એટલો મને સંતોષ મળે તો સારૂં ? **અભય–અભય** ! તારી કેવી સ્થિતી ? જોધપુરના અભાગી મહારાજા ? તારા નસીબે, બલ્કે ભલા પુન્યશાળીને નસીબે ના સાંપડી શકે, એવું રત્ન મેળાવી આપ્યું છતાં ઓ ઇર્ષ્યપ્રેક્ષક ? તું એ રત્નની પરિક્ષા કરી શક્યો નહિ ? પીંજરાનો પુત્ર કુંદન-મણીમાં શું સમજે ? અરે તે ખરા નંગની પરિક્ષા કાચના ચશ્માંથી કેમ કરી શકે ? ઓ, **અભય** ? તું આ નિર્દોષ સુંદરીને કેળવી ન શક્યો ? તને આપેલું અમૃત ને મધુરૂં ફળ ખાઇ ન શક્યો ? અનાયાસે મળતી વસ્તુ હમેશાં અમુલ્ય હોવા છતાં અ-કિંમતી અને ધુળ જેવી લાગે છે. પણ એ વસ્તુ સંપાદન કરનારને કેટલો શ્રમ પડ્યો હશે ? તેનો વિચાર એ માણસને હોતો નથી, તેમ **અભય** ? તને કયાંથી હોય ? પેલા **તર્કપ્રસાદ**ની સોબત કરીને ખ્વાર થશે. અને બીજાને કરશે. **તર્કપ્રસાદ** કેવા ખવા-સનો છે, એ હું જાણું છું. પણ લાચાર—જ્યાં રાજા રૂઠયો, ત્યાં પ્રજાનું શું જોર ? અફસોસ ! દુનિયામાં વસનારી મહોબત ? જ-

ગતમાં પ્રસરી રહેલી પવિત્રતા ? મનુષ્યોમાં વસી રહેલી નિર્દોષતા ? તારો કેવો ઉપયોગ ? તારા ? ધીર ધર, ગભરાઇશ નહિ. મને **અભયસિંહ**ની વર્તણુકપરથી વિશ્વાસ ઉઠી ગયો છે. મને લાગે છે કે જો તેને મારા વિષે વ્હેમ હોય, તો તારા પતિનો પ્રેમ પાછો મેળવવાને તું હવે મને અહીંથી રજા આપ. તારા મનની પવિત્ર મહોબત, હું જ્યાં જઇશ, ત્યાં આકર્ષણ કરશે. ફક્ત હવે મને પ્રદેશ નીકળી જવાદે. માત્ર તારાં સૂખને ખાતર હવે જોધપુર છોડી જવાદે. હું અહીં રહીને તું દુ:ખી થાય, તે કરતાં મને જવા દઇને તું સુખી થા. હવે હું અહીં રહેવાનોજ નથી. અરે ! પણ " લખ્યા લેખો વિધાતાના ટળે કોથી ન ટાળ્યા આ " તે વાક્ય પ્રમાણ મને આજ સંપાદન થયું. માત્ર હું હવે ચાર કલાકનો પરોણો છું. હવે આ ભૂમિકા છોડી જવાનો છું, તોપણ ઓ ભાગ્યદેવી ? તેં આ શું પ્રકોપ કર્યો ? છેવટે મેં કુમિત્રની મિત્રતામાં આ ફળ મેળવ્યું ! નાશ થજો એવા મિત્ર અને મિત્રતાનો; નાશ થજો એવાં અધમ કૃત કરનારનો ! નાશ થજો એવાં અવિચારી ને દુરાચરણી લોકોનો ! ઓખર કરનાર પાપી પશુઓ ? તમને કુદરતે બક્ષેલું નવનીધ સુખ છતાં નર્ક ખાવાને શું સ્વાદ થાય છે ? ધિ:કાર પડજો તમારી જીંદગીમાં—મિષ્ટાન મુકીને સુકી રોટલી, અરે કીચડમાં સબડેલી ભાખરી પર મન થાય છે ? પ્રકોપ થજો તેના પર આખા પૃથ્વીનો ! નાબુદ થજો, સમાઇ જજો, એવા પાપી પુરૂષો આ પૃથ્વીતળ સુધીમાં—" **કલાજી** સત્યતાના આવેશમાં આવી ગયો. **તારા** રડતી, છુટા વેશનો અંબોટો વાળતી, પલંગપર બેસીને કપાળે હાથ દઇ બોલી—" હવે પશ્ચાતાપ કરવાથી શું થશે ? પાણી પીને ઘર પુછવાથી શું વળશે ? **કલાજી** ? હવે તો તું મને અહીંથી લઇજા ! ઉપાડીજા—નસાડી મુક—હું ચાલી જઇશ—હું મ્હારૂં શોધી લઇશ. તારે

ગળે નહિ પડું-હું મારા ધણીને દુઃખ નહિ કરૂં. મારા ભવિષ્યમાં હતું તે બન્યું. ભલે-મારો પતિ બીજી સ્ત્રીથી સુખી થતો હોય તો ભલે-મારે હવે બિલકુલ હરકત કરવી નથી. મારે તેનાં નવલ સુખમાં વિઘ્ન નાખવું નથી. હું જન્મથીજ દુઃખીયારી છું, એટલે તેમજ રહેવા દો. માત્ર તમે મને અહીં લાવનાર થયા, તેવાજ અહીંથી સહીસલામત બચાવનાર થાઓ. જો હું અહીં રહીશ, તો મ્હારા વ્હાલાને દુઃખ થશે. અરે **અભય**ને પાપમાં પડવું પડશે. મને મારી નાખવાનો તેને પ્રયત્ન કરવો પડશે, અને તેને સજા ભોગવવી પડશે. તે કરતાં બહેત્તર એજકે હુંજ મારી માઠી દશાથી આવી પ-ડેલી આફત, અને પૂર્વનાં આડાં આવેલાં પાપની સજા ભોગવું. મને લઇ જા. આ દુઃખમાંથી છોડાવ-મારે વેર લેવું નથી. બેવફા ભર-થારને તેની મેળેજ પશ્ચાતાપ થશે. **કુલાજી**? મારાપર દયા કર. છેવટે મદદ કર. મને બચાવ-" **તારા** રડતી શ્વાસ લેતી-ગભરાતી **કુલાજી**ના ખોળામાં માથું પટકીને પોતાનો ક્રોધ પોતાના અંગપર કહા-ડવા લાગી. પવિત્રતાની વેરણીને નિહાળીને આ સતીનો પ્રદીપ્ત થયેલો અગ્નિ, તેણીના આખા અંગને દગ્ધ કરવા લાગ્યો. તેણીને વધુ ભાન રહ્યું નહિ. **કુલાજી**ને એવડી આફત આવી પડી. વિકારમાં વિકાર મળ્યો. તેનાં ઉંડી ગયેલાં ચિત્તને પુષ્ટિ મળી. વધુ કંટાળો પેદા થયો. પણ આ સ્થળમાંથી સ્થિતીસર થવાને તેણીને કારણ થઇ પડયું. મધ્ય રાત્રિએ નિર્દોષ પણ અણસમજુ અને હઠીલી **તારા**ને સમજાવવું મુશ્કેલ થઇ પડયું. ભયને દૂર કર્યો. સત્યતા અને પ-વિત્રતાને સાક્ષી રાખી. તો પણ તેને ડર લાગ્યો. "**તારા**? સાધ્વી **તારા**? આ સમય ધીર ધરવાનો છે. હાલ તરત તું જા. સવારે તજ-વીજ કરશું. તારે તારા પતિનું મળતું સુખ તોડવું નથી, તો બહેત્તર-ઓ સગુણી નાર? તેમ કરજે, પણ હાલ તરત જા. તું એટલી ધૈર્ય

ધરી શકે છે, તો હાલ તરત જા—આપણે પવિત્ર છતાં—કેટલીક રીતે અપવિત્રતાના મોઢામાં ભક્ષરૂપ થઇ પડયાં છે. માટે હાલ તું જા."

"ના, ના—મ્હારે નથી જવું. તું મને લઇ જા. મારા ખાતર મ્હારો ધણી દુઃખી ન થાય તેમ કર. બેવફા થયો છે, એમ મારે કહેવું નથી. એમ મારે માનવું નથી. ભમરાને જે ફુલ પસંદ પડયું, તે સુખદાતા. મારે શું કરવું હતું? ભોગી ભ્રમરને ઉડાવવાની અદેખાઇ કરવામાં મને શું ફળ હતું? ના—તે ભલે ફુલ સુંઘે. ભલે ભોગી થાય. ભલે સુખી થાય. મારો ધણી સુખી તો હું સુખી, મારો ધણી દુઃખિ તો હું દુઃખી. હવે મારે તેની વાત કરવી ન જોઇએ. મારી સાથેની પવિત્ર મહોબ્બત તૂટી, એટલે હવે સંબંધ પણ તૂટયો. હવે હું મારૂં ભોગવી લઇશ—હું હવે આ મારી જંજાળી જીંદગીને મારાં યત્કર્મ વડે યથેષ્ટ ફળ મેળવી લઇશ. પણ એ **કલાજી**? ભલા ખવાસના **કલાજી**? હું એટલું તો કહીશ કે કળકળતી આંતરડીની હાય ખચિત! ખચિત કાસ્તનીઓને અનુકંપાવશે. મ્હારી નિર્દોષ પવિત્રતાપર કલંક બેસાડનારને રીબાવીને અરે ત્રાસ આપીને તે મારશે, હેરાન કરશે. ને સત્યાનાશ કરી મુકશે. ઓહ!!" **તારા** ફરીને બેભાન થઇ ગઇ. **કલાજીએ** તેને તરત બેઠી કરી. "**તારા**! આ વખતે તું ભૂલ કરે છે. રાત્રિ બહુ ગઇ છે. કદી **અભયસિંહ** આવશે, તો આ નિર્દોષ ભૂલનું ભૂંડું ફળ આપણને બેઉને ચાખવું પડશે, માટે જા મારૂં કહ્યું માની જા. બનવાનુ હતું તે બન્યું, હવે નાહક વધુ બુરૂં ફળ વધુ મેળવવામાં શું લાભ છે?"

"લાભ મળી ચુકયો. ભૂંડું ફળ મળી ચુકયું. મને પ્રત્યક્ષ મળી ચુકયું, તમને છુપું મળ્યું"

"મને છુપું મળ્યુ? શું છુપું મળ્યું? તું જુવે છે કેની, કે **અભયસિંહનો** અવિશ્વાસ એ શું ઉઘાડું ફળ નથી?"

"નહિ, નહિ, એ ભલા **કલાજી**? તે નહિ. તે ફળ છુપું-છે—અરે હું પાપણી અને અભાગિણી પૂતળીથી છુપું રહેલું છે. મ્હારા પતિનાં સુખને મેં છુપું રાખેલું છે, **કલાજી**? તમારૂં સુખ મેંજ તોડયું છે. તમારા સંસારનું નખોદ મ્હારા હાથેજ વળ્યું છે. અને તેથી મ્હારા સંસારનું સત્યાનાશ વળેલું આજે હું જોઉં છુ. બુરૂં ફળ મેળવું છું!"

"ભલે—મારૂં સૂખ, મોજ, અને જીંદગી જતાં, છતાં, એ ભલી ને ભોળી સ્ત્રી? તને ત્હારા પતિથી સુખ મળતું હોય, તો ભલે મને વધુ ભોગ આપવો પડે. હું ત્હારા હીત માટેજ જન્મ્યો છું. આ જીંદગી ત્હારા માટે નિર્માણ્ય થઇ છે. ત્હારા ભલા માટે મારે આ જીંદગી ખ્વાર કરવી છે, તો પછી ડર શાનો?"

"એ, કેવી દયા? ત્હારી આવી દયાનો કેવો બદલો? એ પાપી ઉમેદ? તું સદાની નાશ કાં થતી નથી. કે આ દુનિયાના વિકારી દોષો સદાના દૂર થઇ જાય!"

"**તારા**? એ તું શું બકે છે? મારા સંસારનું નખ્ખોદ? એ શું? કંઇ કહેતો ખરી?" **કલાજી**ને આશ્ચર્ય થયું. તેને વધુ શંકા થઈ. તેને કંઇ નવુંજ લાગ્યું.

"પણ મને માફ કરશો કે? **કલાજી**? મારા જીવનદાતા? મને માફ કરશો કે?" **તારા** દુઃખી થતી, કરગળતી, હાથ જોડતી, વિનયથી કહેવા લાગી. ક્ષમા માગવા લાગી.

"ખુશીથી. એ નિર્દોષ નાર? હું ખુશીથી માફ કરીશ. ત્હારા સુખને માટે કદી મારો સંસાર નાશ થયો હશે, તોપણ હું ખુશીથી માફ કરીશ. આ કળિયુગના જૂઠા જમાનામાં મ્હારે માટે કદી ત્હારા ખાતર અપવાદ ભરેલું બોલશે, તોપણ એ ભલી નાર? તને સુખ મળતું હોય, કોઇ રીતે તું તારા પતિથી સુખી થતી હોય, તો હું

હજાર વખત માફ કરીશ. બોલ ?" **કલાજી**એ વચન આપતાં કહ્યું.

"કેવો ભલો પુરૂષ ? કેવો દયાળુ દીલનો રજપૂત ? ઓ ભાગ્ય દેવી ? ઓહ. ઓહ !" **તારા** દુઃખના ઉભરાની ગરમીથી ફરીને પલંગપર પડી ગઇ. વળી **કલાજી**એ ઉઠાડી.

"**તારા** ? હાલ ન બોલી શકાય, તો બીજી વખત વાત. હવે તો તું ત્હારા શયનગૃહમાં જા. તું ત્હારા પતિથી કદી સુખી થતી હોય, તો હું હજાર વખત માફ કરીશ. પછી સમય લઇશું. પછી વાત કરશું—જા—" **કલાજી**એ તેને ઉઠાડીને રજા આપી. હઠીલી **તારા** હઠી નહિ, તે બોલી "ઓ **કલા** ? **કલા** ? મારો અપરાધ સાંભળી લ્હે, અને પછી મને યોગ્ય શિક્ષા કર—જો, સાંભળ ?—**પ્રમાદસુંદરી**ના વિષે વ્હેમ નાખનાર—**અભયસિંહ**ને સમજાવનાર, હુંજ—મેંજ તેને સમજાવ્યો. મેંજ તર્ક બતાવ્યો. મેંજ જુઠા આરોપો ઉભા કરીને **પ્રમાદસુંદરીથી** તને વિખૂટો કર્યો—હાય ! તેનુંજ ફળ મને મળ્યું. તેથીજ મારો સંસાર પણ વિખુટો પડયો—તેથીજ હું અભાગણીનાર પસ્તાવામાં પડી—હાય" માથું કૂટતી, અફસોસ કરતી **તારા** રડતી રડતી બોલી.

"શા માટે, **તારા** ? તેં એમ શા માટે કર્યું ?" **કલા**એ શકમંદ થઇને પ્રશ્ન કર્યો.

"સ્વાર્થ માટે. મહોબત માટે. તને વરવા માટે. તું એક વચની, તું પવિત્ર—જ્યાં સુધી તું **પ્રમાદસુંદરીની** મહોબતમાં મસ્ત હોય, ત્યાં સુધી તું મને ન વરે, તેથી તેના સાથેથી છોડાવીને તને વરવા માટે મેંજ કારસ્તાન કર્યું. મેંજ **અભયસિંહ**ને શીખવ્યું. પણ અંતે ચોરની મા ચંડાળે જાય, પાપી હાથ ઘસતાં થાય; તેમ મારે થયું. મારે નશીબે **અભયસિંહ** સાંપડયા. અને તું દુઃખિ થયો. **કલાજી** ? માફકર. **પ્રમાદ** તદ્દન નિર્દોષ છે. તેણે દિલ્લી સુલતાન સાથે બિલકુલ

અઘટિત ચાલ ચલાવી નથી. તે પવિત્ર સુંદરી છે. માત્ર સ્વાર્થના ક્રારી પંજામાં સપડાયાથી તેને અપવિત્ર અપવાદો લાગુ પડયા છે. **અભયને** મેં સમજાવ્યો હતો. તેણે તને ખોટી રીતે ઉશ્કેરીને **પ્રમાદ**ના તરફનો પ્યાર ઓછો કરાવ્યો હતો. તેને પણ મેં લાલચ આપી હતી. એવી રીતે કે જો **કલાજી, પ્રમાદ**ના પ્રેમથી છુટો થાય, તો મને બચાવવા માટે પ્રયત્ન કરે. **અભયને** મે એમ સમજાવ્યો, પણ મારી અંદરની મતલબ એ હતી, કે તું જો **પ્રમાદ**થી છુટો થાય, તો હું તને વરૂં. પણ તેમાં હું સદાની ઉમેદવાર રહી, અને તું પણ સદાનો સન્યાસીજ રહ્યો. હા ! હું અધમકૃત્ય કરનારી અંતે પાપના બોજા તળે દબાઇને ચગદાઇ ગઇ. મારી કુચાલ ને અદેખાઇ મનેજ નડી. **પ્રમાદ**ની અને **કલાજી**ની ખરી **વૈરણી** હુંજ નિમકહરામ બની. **કલાજી** ? મને માફ કરો. હુંજ તમારૂં સુખ તોડનારી થઇ. તમે મ્હારા માટે તમારો દેહ આપવા તૈયાર થયા, તેનો બદલો મેં આ રીતે આપ્યો. **કલાજી** ? માફ કરશો કે ? મારા અપરાધનો ગુસ્સો માફ કરશો કે ? સ્વાર્થના પાપી લોભને માટે મેં કરેલું કાળુકામ, તમે વિસરી જશો કે ? કહોની ? **કલાજી** ? એમ કપાળે હાથ દઇને ગંભીર કેમ થયા ? અરે ! તમે તો રડોછો ! હા ! રડે નહિ તો શું કરે ? હું ઝેરી નાગણ ડંસી, તો પછી તેની સજીવ ઉમેદ કેમ ન રડે ? **કલાજી** ? માફ કરો. મને માફ કરો. કહોની ? મારી સાથે નહિ બોલો ? મને અબળા જાણીને મારા દોષ દૂર નહિ ગણો ? સ્વાર્થને ખાતર અંધ બનેલા માનવીએ કરેલો દોષ નિર્દોષ નહીં ઠેરવો. તમે રડતા છાના નહિ રહો ? " **તારા, કલાજી**નાં આંસુ લુછવા લાગી હિમ્મત દેવા લાગી.

" બસ કર, **તારા** ? તને માફ છે. પણ–પણ હવે તું જા. મારો

જીવ ફરે છે. અરે, મને ભ્રમણા થાયછે. હાલ તરત તું અહીંજ રહે, હું માતાને મળી આવું, પછી તને અહીંથી લઇ જઇશ. જા રાત ગઇ છે. મને સુવાદે " **કલાજી** સુતો સુતો બોલ્યો. **તારા** પલંગ પરથી ઉઠીને રડતી રડતી ચાલવા માંડી. અને **કલાજી**ના શયનગૃહમાંથી બહાર આવીને વળી બોલી " **કલાજી**? મને લઇ જશો કે? વિશ્વાસઘાત તો નહિ કરશો કેની? તમારા સિવાય મ્હારૂં કોઇ નથી! તમે પ્રભાતે નીકળો, તો મને ખબર કરશોકે? હું જાઊંછું, મને દગો કરતા ના!" એટલું બોલીને **તારા** પોતાના શયનગૃહ તરફ ચાલી. છેલ્લા બોલો **અભય** પોતાના શયનગૃહની બહાર ઉભા રહીને સાંભળ્યા. **તર્કપ્રસાદ, તારા**ને જોઇને નીચે ચાલી ગયો—**અભયસિંહ,** પોતાના પલંગપર નિદ્રાવેશનું ડોળ ઘાલીને ઘોરતો પડયો—**તારા** અંદર ગઇ—તેના મનના વિકારો વધુ ઉત્પન્ન થયા. **અભયસિંહને** જોઇને તેની ચક્ષુમાં રક્ત પ્રગટ થયું—તેનો તીવ્ર પ્રકોપ તેણી પોતાની પર ગુજારવા લાગી. પલંગપર બેઠી. **અભયસિંહ**નાં અંગ તરફ જોતી બેઠી—જોઇને રડતીજ બેઠી—મનમાં વિચાર કરતી બેઠી. નિદ્રાહીણુ થઇને બેઠી. છેવટે **અભયે** તેને જોઇ, અને બોલ્યો. " કેમ, ચંડાળ! કેમ બેઠી છે? તારા બાપની મહોકાણ માંડીને આ વખતે જૂઠો ઢોંગ બતાવે છે નહિ? જાણ્યું—જાણ્યું—મરી રહે?" "**ક્રોધમેં વિચારસાર** " **તર્કપ્રસાદ**ના કહેવાથી માત્ર તે એટલુંજ મનમાં બોલ્યો. વૈર લેવાની જુદીજ તજવીજ હોવાથી વધુ બોલ્યો નહિ. **તારા**ને પોતાના વહેમે વધુ અધિરી કરી. તેના વિચારોએ વધુ દઢ બનાવી—અંતે સૂતી—બેવફા ધણીને માન આપીને સૂતી. બે લાત પાટુ ખાઇને સૂતી. નિર્દોષ ભૂલનું ફળ મેળવીને સૂતી. પવિત્રતાથી સૂતી—અંદેશાથી સૂતી—વ્હેમમાં ઘેરાઇને સૂતી—**અભયસિંહ**નાં નવા સુખમાં ખલલ ન કરવાનો ઠરાવ કરીને સૂતી. **કલાજી**ને પવિત્ર મહોબતથી જોતી જોતી સૂતી—

બ્હા. કલો અને પ્રમાંદસુંદરી.



**કલાજી**ના શયનગૃહમાંથી **તારા** નીચે ઉતરી.

પ્ર. ૭, પૃ. ૬૮.

ચિન્તામાં નિદ્રા શેની આવે ! પ્રભાત થયું, અને ઉઠી, પણ ન ઉઠયા જેવી ઉઠી-ભ્રમણામાં ભરાયલી ગાંડી દમયંતી પેઠે, કે ભોળી ઇસ્ટલીન જેવી ભમતી, દુઃખિ થતી ઉઠી. એજ ભ્રમણામાં રહી-વિચાર વમળમાંજ ધસડાઇ-હાયપીટ કરતી રહી. મનમાંજ દુઃખ પામતી ત્યાંજ રહી.

કેવી ભોળી પ્રમદા ? એક કારસ્તાની કૂતરાનો ભોગ થયેલી કેવી લલના ? પોતાના પતિને બેવફા થએલો જોયા છતાં, તેનું સૂખ ન તોડવાને દ્દઢ બનેલી કેવી સાધવી ? કોણ દૃઢતા રાખી શકે ? પોતાનું જતું સુખ જોવાને કોણ ધિરજ ધરી શકે ? પોતાને ઠેકાણે બીજીને એશઆરામ કરતી જોઇને કોણ સ્ત્રી શાન્ત બેસી રહે ? **તારા** ? અનાથ **તારા** ? ભોળી **તારા**-નિર્દોષ ભૂલનો ભોગ થએલી સાધ્વી **તારા** ? તુંજ, એ ભલીનાર તુંજ !

---

## પ્રકરણ ૮ મું.

---

### ઠગાઇ **ભરેલો કાગળ.**

એક રાત્રિના ચાર કલાકમાં ભજવાએલો આખા મહાભારતનો નાટક, જોધપુરના દરબારગઢમાં બહુ હાનિકારક થઇ પડયો. **અભયસિંહ**, વહેમના આવેશથી **તારા**પર પ્રકોપ કરતો બેઠો છે. એક તરફ **તારા**, **અભયસિંહ**ની બેવફાઇના ગુણ ગાતી બેઠી છે. અને બીજી તરફ **કલાજી** પોતાના કુમિત્રનાં કાવતરાનો ભોગ થઇ બેઠેલો છે. **અભયસિંહ**ના મગજની ચાવી તેઓને દિબંધ કરવા કયાં તૈયાર નથી થઇ ? પ્રભાત થતાં પેહેલા તો **તર્કપ્રસાદે** પોતાનો વિજય કરી લીધો. અને **અભયસિંહને** ઉંડા વિચારમાં ઉતારીને તેની ચાવી પોતે હસ્તગત કરી લીધી. કયાં શાહુકારની છોડીપર આરોપ ! કયાં

**અભયસિંહ**પર અપવાદ ? ક્યાં **તારા** પર અપરાધ ? અને ક્યાં **કલાજીનો** ગુન્હો ! ઉદ્ધમ અને અદેખા આદમિઓ શું શું કરે છે ? દેશી રાજ્યોના ખટપટીયા કારભારીઓ ખચિત સર્વસ્વ કરી શકે. જોધપુરના રાજ્યપર સાડાસાત વર્ષની પનોતી બેસવાની પ્રસ્તાવના થઇ ચુકી. તેના રાજ્ય કર્ત્તાનું ભૂંડું ભવિષ્ય ભખાઇ ચુક્યું. **અભયસિંહ**ની પડતીનાં ચિહ્ન પ્રગટ થઇ ચુક્યાં. જ્યાંથી સંપ, પવિત્રતા અને મહોબત તૂટી, ત્યાંથી સંપતિ સંતતી અને વિજ્યનો પ્રથમથીજ નાશ થઇ ચુક્યો જોધપુરમાં પણ તેમજ થયું. હજી રાજમેહેલમાં બનેલા બનાવની પુર્ણાહુતી થઇ ગઇ નથી, હજી તો વરઘોડો કહાડવાનો બાકી છે, હજી તો **અભયસિંહ**ને પાયમાલ થવાનું મુલતવી રહેલું છે, હજી **કલાજી**નું નખ્ખોદ વાળવાનું અધુરૂં રહેલું છે, અને હજી નાગરી કળાનો પુર્ણ આવિર્ભાવ સંપુર્ણપણે પ્રગટ કરવાનું કંઇક કસર ભરેલું છે. ત્યાં તૈયારી થઇ ચુકી છે, ઇનસાફ ઘડાઇ ચુક્યો છે, માત્ર ચુકાદો આપવો છે. **તર્કપ્રસાદ**, પ્રભાત થતાં પહેલાં **અભય**ના ખાનગી દિવાનખાનામાં આવી ચુક્યો. **અભય**, ભૂતની પેઠે જેમ ગમાર ભેંસપર ચટકા ભરનારી બગા આવીને જોઇએ તેમ નચાવે તેજ પ્રમાણે નિર્બળ અને ગમાર પાડો નાચ્યા કરે છે. "નિર્બળ ઢોરને બગા ઘણી" એ ગામડીયા કહેવત પ્રમાણે વહેમી અને ભોળા **અભયને** ભોળવનાર ઘણાં.

**તર્કપ્રસાદ** રાત્રિએ સૂતો નહતો—**અભય**ની પાસેથી ગયા પછી, **કલાજીને** કેમ ફસાવવો, તેની ગોઠવણમાં **કલાજી**પર વૈર લેવાને **અભયસિંહ** પ્રત્યે બોલેલો બોલ ખરો કરી આપવાની તૈયારીમાં તે અખંડ જાગતો હતો **"જાગતતો રેન સાર"** એ કવિતના વાક્યં પ્રમાણે તેને તો રાત્રિનું જાગરણ ફળિભૂત થયું હતું. **"વેરી આદર**

**ભાવ સાર,** " આ બીજું વાક્ય **અભયને** સંભળાવ્યું હતુ, અને **કલાજીને** ઠાર કરવા માટે **અભય, તર્કપ્રસાદની** સલાહની વાટ જોતો હતો. **તર્કપ્રસાદે** નાગરી યુક્તિ બતાવી હતી. શત્રુને આદરભાવથીજ મારવો–તેને છળભેદેજ છેતરવો. શી રીતે છળભેદ કરવો ? એ **તર્કપ્રસાદની** કઠોર અને ચંડાળ જીભપર આધાર રાખ્યો હતો. **તારાની** બેવફાઇનો બદલો આપવાનું કામ પણ **તર્કપ્રસાદની** સલ્લાહને અધારે રાખેલું હતું "**સ્ત્રી તો માર સાર**" આ ત્રીજા વાક્ય પ્રમાણે તે સ્ત્રીને પણ શિક્ષાકરવાનું **તર્કપ્રસાદે** નક્કી કીધું, અને પ્રભાતમાં વાટ જોનાર **અભયસિંહ** પાસે જઇને પોતાના ગુપ્ત વિચારો જાહેર કર્યા હતા. પોતે તથા **અભયસિંહે** કંઇ પણ કાવતરૂં કર્યું નથી, એમ **તારાને** અને **કલાજીને** જાહેર થાય, તેવી રીતે તેઓને મારી નાખવામાં ડહાપણ વાપરતા હતા. " **કલાજી** પાસેથી એક કોરા કાગળપર સહી લઇ લ્હેવી, અને તેમાં જુઠો લેખ લખાવીને બળવાખોર તરીકે દિલ્લી સરકાર પાસે પકડાવવો. આ લેખ **તર્કપ્રસાદના** ભોળા નમ્ર ગુણવાન અને પ્રમાણિક છોકરા **કમળાપ્રસાદ** પાસે છળ ભેદથી લખાવવો " એમ ખુદ **તર્કપ્રસાદેજ** તર્ક કર્યો હતો. કેમકે પોતાના ગુણો, તેનો દીકરો જાણતો, તેથી આવા "પ્રપંચમાં પ્રગટ સામેલ ન થાય, માટે છુપી રીતેતેને સામેલ કરવો, કે પાછળ તે બોલીજ શકે નહિ. અને એ કાગળ લખાવવા, **કલાજીને** નામે તેના ખાનગી સિપાઇને મોકલવો." અફસોસ ! કળિયુગ ! આજકાલ બાપ પણ દીકરાને કેવી કેળવણી આપે છે ? " વળી તેમ કરીને **અભયસિંહ** તથા **તર્કપ્રસાદની** સાક્ષીથી **કલાજીને** દેહાન્ત દંડની શિક્ષા કરાવવી–સાક્ષી પણ મજબૂત છે, એટલે હરકત નથી." **તારાનું** ખૂન કરવાની ગોઠવણ એમ કરી, કે " તેણીને સાંબરદેવીની યાત્રાને બહાને મોકલવી, અને ભરજંગલમાં લઇ જઇને તેણીને ઠાર કરવી"

ખૂની તરીકે, **તર્કપ્રસાદ** પોતાના છોકરાને મોકલવાનું નક્કી કીધું. પણ તેને **પ્રથમથી** ખુલાસો કરવાની જરૂર ન ધારી. **કલાજીનો** ખૂની પોતે ઠર્યો, અને **તારાના ખૂની તરીકે પ્રધાનપુત્રને** ઠરાવ્યો. પણ એ પાપીઓ આ કૃત્ય કરતી વખતે એમજ સમજ્યા, કે જે પોતે ધારે છે, તે ધારણામાં સદા સફળજ થવાના છે, પણ તેને થોડી ખબર છે, કે કોઇ પણ પુરૂષ આ પૃથ્વીમાં પાર ઉતર્યાં નથી–**ચંદ્રહાસને** મારવાને કેટલા ઉપાયો યોજ્યા હતા ! **ધૃષ્ટબુદ્ધિએ** છેવટ પોતાના દિકરાને એક કામ સોપ્યું હતું, તો પણ નિર્દોષ પાળક પરમાત્માએ ત્યાં પણ તેને બચાવ્યો હતો–**તારામતી**ના પર જુઠો આરોપ મુકીને **વિશ્વામિત્રે** તેના ધણી **હરિશ્ચંદ્ર**ને હાથેજ ખૂન કરાવાની કોશિષ કરી હતી; ત્યા પણ સત્યતા પ્રગટ થઇને તેણીને બચાવી હતી, તો **શું તારાનો** બેલી કોઇ નહિ નીકળે ? **શું** સત્યતાનો લોપ થશે ? **શું** પવિત્રાત્મા આવી યુકિતથી **પ્રવાસી થશે** ? ના. કર્ત્તવ્ય જુદું છે. મન જુદું છે–આત્મા અલગ છે. **જનક જેવા** વિદેહી, **વિભીષણ જેવા** ભકિતવાન–**સુધન્વા, ધ્રુવ, પ્રલ્હાદ** અને **રૂકમાંગદ** જેવા પવિત્ર ભકતોની કદર ન જાણી હોત, તો આ વખતે **પરમાત્મા** ભગવાનના કોણ **જાણે** ભકતો કયાં રવડતા હોત, કે જેનું નામ પણ નાબૂદ થયું હોત; પણ કુદરતની બલિહારીની આ જીવતી જામીનગીરી છે. મધ્યરાત્રિએ **તારા**ના જવા પછી **કલોજી'** કંટાળી ગયો– હવે અનાથ **સ્ત્રી**ની વ્હાર કરવાનું મુલતવી રાખ્યું– હવે તો માતાને મળવાનું પણ મન હઠી ગયું, અને એકદમ કોઇ **પ્રદેશ** તરફ જવા ઇરાદો રાખ્યો. જન્મભૂમિ છોડયા પછી સન્યાસી થઇ જવાને ઠરાવ કર્યો. **પ્રમાદ** પવિત્ર છે, એ પ્રસંગે તેનો આત્મા રાજી થયો. પોતાને તેની પાસેથી છેલ્લી ક્ષમા માગવી છે; એ સન્યાસ

પ્રવાસ સમય પર મુલ્તવી રાખ્યું. તેણે પોતાની જીંદગીભરમાં દુનિયાનાં વિચિત્ર અને નવા બનાવો નિહાળી જોયા. તેમાંથી માત્ર તત્વ એટલુંજ નીકળ્યું, કે " દુનિયાં સ્વાર્થી, કલહણી અને દુઃખમય છે." એમ ધારીને પ્રભાત થતાં તેણે દૂર પ્રદેશ નીકળી જવા તૈયારી કરી. પણ જોધપુરથી જતી વખતે તેણે પોતાને ગામ જવાનું બ્હાનું કહાડયુ. અને પ્રભાત થતાં **અભયસિંહ**ની એકદમ રજા મંગાવી, અને ચાલતે રીપોર્ટે **કલોજી** તરત ઘોડા ઉપર સ્વાર થઇ ચાલવાની તૈયારી કરવા લાગ્યો—તે હજી દેવડીની બહાર ન આવ્યો, તેટલામાં **અભયસિંહ** અને **તર્કપ્રસાદ, કલાજી** પાસે આવ્યા. **અભયે, કલાને** ઝેરી આંખથી જોયો—દ્દષ્ટિ ગોચર થતાં બન્નેના મનમાં પ્રસરી રહેલું વિષ ઉભરાઇ આવ્યું. નાશવંત દુનિયાને જોનાર **કલોજી** ગંભીર થયો. જ્યારે સ્વાર્થ સાધવામાં નિપુણતા ધરાવનાર **અભય** ઠંડો પડીને બોલ્યો. "**કલાજી** ? તમે બહુ ઉતાવળ કરીને ચાલ્યા. એટલું શું કામ છે ? તો પણ હવે મરજી થઈ, તો ભલે, જાઓ—પરંતુ દિલ્લીશાહનો હુકમ આવ્યો છે, કે **લેલી સાહેબની** સાથે મસલત કરવી છે, માટે **કલાજી**ને મોકલવો. પણ તમે તો જાઓછો, ત્યારે જવાબ લખ્યા સિવાય કેમ ચાલશે ? માટે તમે કાગળ લખી આપો, અગર સહી કરતા જાઓ, તો અહીંથી લખી મોકલીશું" **પુષ્કર**નું કાવતરૂં જો **નળ** સમજ્યો હોત, તો તે દ્યુત રમવા બેસત શા માટે ? **શકુની**ના મનની સમજ, **યુદ્ધિષ્ટર** સમજી શકયો હોત, તો દાવ માંડત કેમ ? પણ ભવિષ્ય ભુલે ત્યાં કોઇનું ડાહાપણ કે બુદ્ધિ કંઇ ચાલતું નથી. નિર્દોષ **કલાજી**એ હજી પણ **અભયસિંહ**ના વિશ્વાસમાં રહીને ચાલતે ઘોડે ત્યાંજ સહી કરી આપીને તે રવાના થઇ ગયો. તેના મનમાં બિલકુલ દુષ્ટ વાસના પ્રગટ થઇ નહિ. સમદ્દષ્ટિથી જોનાર, અને પ્રમાણિકતાથી વર્ત્તનાર

પુરૂષને અન્યભાવ આવવાનું કારણુજ ન હતું, તો પછી વધુ વિકારે‌ા ઉત્પન્ન કેમ થઇ શકે ! **તર્કપ્રસાદ**, હવે જોધપુરનો કિલ્લો સર કરવામાં ફતેહમંદ ઉતર્યો—**અભયસિંહ**, જેવા બેભાન રાજાને ઠગીને તેને ભલું બતલાવવામાં એક ઉસ્તાદ બન્યો. અને હવે કરાવેલી સહીપર શું લખવું ? એ **અભયને** ન પુછયા સિવાય સર્વે કામ કરવા લાગ્યો.

**કલાજી**નો શિરસ્તેદાર પોતાનો **પ્રમાણિક** પુત્ર હતો, એટલે તેની કચેરીના એક સિપાઇને એ કાગળ આપી તેની પાસે મોકલ્યો. અને કહેરાવ્યું કે, " **કલાજી**એ અમુક બાબત લખવા કહી છે " એ સિપાઇને કહ્યું, અને તે લખાવીને **અભયસિંહ** દરબારને આપવા જવાને કહ્યું. પણ આ પત્ર પોતે આપ્યો છે, એ બહાર પાડવા **તર્કપ્રસાદે** સિપાઇને મના કરી. આ પાપ છાનું ન રહ્યું. સિપાઇએ **કમળાપ્રસાદને** સઘળો ખુલાસો કરી દીધો, તોપણુ બાપના અસલ હસ્ત લેખ રાખીને, કાળાં કરતુક જાણ્યા છતાં માન આપીને તે લેખ લખી શકમંદ હાલતે મોકલાવ્યા.

" **વહાલા ભાઇ અભયસિંહ**—તમારી તબિયત નાદુરસ્ત હોવાથી હું આ પત્ર લખવાની અને તમને વાંચવાની તસ્દી આપુ છું, કે હું આવતી કાલે સવારે રાજ્યસંબંધી કેટલુંક કામ છે, તે માટે દિલ્લી જાઉ છું. જે કામ છે, તે આપને કહેલું છે; તો પણુ બિમારીમાં વિસરી ન જવાય, તે માટે આ યાદદાસ્ત આપવાની ફરજ સમજું છું. **કર્નલલેલી** જો કે કદી ભલા ખવાસનો હશે, તોપણુ હું દિલ્લીશાહને મળીને મી૦ **લેલીને** હાંકી કહાડવાની તજવીજ કરવા જાઉં છું. બનશે તો **કર્નલલેલીનું** કાટલુ પણુ કહડાવીશ. દિલ્લીશાહ આ કામથી ખુશી થશે, એટલે આપણુને ડર જેવું નથી. તમે તચિંત રહો. આ બાતમી ખાનગી રાખજો.

છું જાઉં છું. તમારી વધુ રજા સિવાય જાઉં છું. તમને હરકત નહિ આવે. મારા જવાથી રાજ્યમાં અડચણ આવે, તો **તર્કપ્રસાદ**ની સલાહ લેજો." એટલા અક્ષરો **કલાજી**ની સહી ઉપર આવી જાય, તેમ બરાબર ગોઠવ્યા. નીચે **કલાજી**ની સહી તો હતીજ—" **લા.** સેવક, **કલોજીરાઠોડ**" આ પ્રમાણે **કમળાપ્રસાદ**નું લખાણ **અભય** પાસે તેજ વખતે આવ્યું. અને તેઓ હવે જેમ બને તેમ **કર્નલ લેલી**ના બંગલા તરફ ઉપડી ગયા. **કલોજી** પશ્ચિમ તરફ ગયો, તો એવા માર્ગપર ચડયો છે કે તેને પકડવાને માટે રસ્તો અજાણ છે. શેતાન **શું** નહિ કરી શકે ? અરે તે તો પાતાળમાંથી પણ કોઇને શોધી કહાડવાને શક્તિવાન છે. જે ઝાડને રોપવાને માટે બિલકુલ સ્થળ નહિ, તેનાં ફળ સુદ્ધાં બતાવી આપે, તે **શું** એ ફળના ચોરનારને શોધી ન શકે ? **શું** તે **પાર્વતી** પેઠે અનભિજ્ઞ છે ?* **તર્કપ્રસાદ** જેવો ખટપટીયો કારભારી, **કલાજી**ને ગગનમાંથી શોધી લાવશે. પણ હજી તેને શોધવા જવાને જે સાધનો જોઇએ, તે મેળવવાનો પ્રયત્ન કરવા માટે **કર્નલલેલી**ને બંગલે **અભય** સાથે ગયો. ગાડરીયા પ્રવાહ પ્રમાણે ચાલનારો **અભય**, એક વાંદરાને નચાવનાર મદારીની માફક **તર્કપ્રસાદ** સાથે ચાલ્યો. પોતાનું નખ્ખોદ કહાડવા ગયો. હાથે કરીને ફજેતી કરવા ગયો. પગપર પથ્થર મારવા ગયો. જોધપુરનો કહેવાતો ભલો મહારાજા આખરે પોતાનું રાજ્ય ડુબાડવા ગયો. શ્રિયાળના કારસતાનથી સિંહ પિંજરામાં× ફસ્યો. અંતે મુવો.

---

* જુઓ શ્રીમદ્ભાગવત "દક્ષપ્રયાપત રાજાના યજ્ઞની વાત" વધુ માટે જુઓ "**ગુલઅફશાન**"નો અંક માસ અકટોબર ૧૮૯૪ "મહાદેવી પારવતી" વિષે લેખ.

# પ્રકરણ ૯ મું.*

## કલાજીપર વારંટ
### અથવા
## ઉપકારનો બદલો અપકાર.

" જેઓ આત્મહત્યા કરનારા લોકો છે, તેઓ ઘોર અંધારાથી વિંટળાયલા છે. અને મરણ પછી જ્યાં સૂર્યનો પ્રકાશ નથી, તેવા લોકો પ્રત્યે તેઓ જાય છે, ( ભાષા ભગવદ્દગીતા. )

**અભયસિંહને**, લઇને **તર્કપ્રસાદ**, મી૦ **લેલીને** બંગલે, **કલાજી** માટે રચેલી દગલબાજીની કેફીયત કહેવાને જોધપુરથી ચાલી નીકળ્યો; અને **કર્નલલેલીને** બંગલે પહોંચતાં, **અભયસિંહ, તર્કપ્રસાદને** કેટલેક દૂર એક ઝાડની નીચે ઘોડાઓને સોંપીને પોતે બંગલા તરફ માત્ર મી૦ **લેલીની** છુપી ખબર કહાડવા આવ્યો.

જેમ કમળાની આંખે પીળું જોનાર આદમી દુનિયાની દરેક ચીજમાં પીળાશ જુએ છે, તેમ પરધનમાં મશગુલ રહેનાર ચોર ચોરી કરતી વખતે ચોતરફ પોતાનાં કાવતરાંના જાણનારનેજ જાણવા અંધ બને છે, અને તેજ પ્રમાણે **અભયને** લાગવાથી ચોતરફ જોતો છુપાતો બંગલાના બગીચામાં પ્રવેશ કરતો હતો, દરમ્યાન—મીસ **લયલા** સાથે **પ્રમાદને** બગીચામાં ફરતી જોઇ હતી, ને તુરત **તર્કપ્રસાદની** સલ્લાહ લેવા, એ મૂર્ખ ધસી ગયો હતો—તર્કપ્રસાદે તર્ક કર્યો—" **પ્રમાદની** હાજરીથી પોતાનું કાવતરૂં પ્રગટ થશે, માટે તેણીને અધર ઉડાવી જવી. અને તે સાથે એક કાંકરે બે પક્ષી ઉડા-

× જુવો પંચોપાખ્યાન—અથવા કથા સરિત્સાગર—**મિત્રભેદ.**

* આ પ્રકરણ આગલા પાંચમા પ્રકરણનું અનુસંધાન છે.

વવાં—એક તો **કલાજીપર** વેર લેવું. અને બીજું તો **પ્રમાદસુંદરીને** તમારી સાથે લગ્નના પવિત્ર કોલ કરારથી ગાંધર્વ લગ્ન કરીને પછી પાણી ગ્રહણ સંસ્કાર કરવા" પણ તેમ કરવા સારૂ શું ઉપાય રચવો ? તે **અભયને** દર્શાવ્યો. "પ્રથમ છુપી રીતે **પ્રમાદને** તેડાવીને તેની હકિકત જાણી લેવી—અને તે પછી **કલોજી, તારાને** લઇને નાસી ગયો છે, એમ કહીને કોઈ પણ પ્રપંચે ઉડાવવી જોઇએ. તેને જંગલમાંજ હાલ થોડા વખત છુપાવવી, અને પછી સર્વે ઘાટ ઘડાઇ રહ્યા બાદ તેને પ્રગટ કરીને જાહેર લગ્ન કરવાં" આ વાત **અભયને** પસંદ પડતી લાગી, અને તે બગીચામાં જઇ તેને એક માણસ મારફત છુપી રીતે તેડાવી. **પ્રમાદ** તો **અભયના** વિશ્વાશપર આવી હતી, એટલે અધમપણાથી **અભયે** એ નિર્દોષ બાળાના ભવિષ્ય સૂખનો ઘાણ વાળ્યો. અને **તર્કપ્રસાદને** તેણે તેણીને જંગલમાં મુકી આવવા માટે સોંપી. **તર્કપ્રસાદે** એ કામ પાર પાડવાને ઘણી ખુશી બતાવી: અને **કર્નલલેલી** બંગલે આવે, તેટલામાં પોતે **પ્રમાદને** જંગલમાં મુકવા ચાલ્યો. અને **અભયસિંહને** જોધપુર જવાનું ચોક્કસ થયું. આ વાત આગળ છેલ્લા પાંચમા પ્રકરણથી અધુરી રહેલી આ ચાલુ પ્રકરણથી શરૂ થાય છે—હવે **તર્કપ્રસાદ, પ્રમાદને** ક્યાં મુકી આવ્યો ? અને ત્યાંથી આવીને **કલોજીને** પકડાવવા માટે, તેણે કેવો દાવ રચ્યો ? એ જાણવાને હવે આગળ ચાલીએ.

**અભય** જોધપુર ગયો. અને **તર્કપ્રસાદ, પ્રમાદસુંદરીને** લઇને દારૂણ વગડામાં ચાલી નીકળ્યો, ઘણે દૂર ગયા પછી તેઓએ એક ઝુંપડી જોઇ, અને ત્યાંજ મુકામ કરવાનો ઠરાવ કર્યો. દુઃખિયારી **પ્રમાદ**, હવે દુઃખથી કંટાળીને તથા થાકથી પીડિત થઇને કૃષ બની ગઇ હતી. તેણીની મુખમૂદ્રા સૂકાઇ જઇને કાળી પડી ગઇ હતી. તેણીની મનની ઉમેદ રોગી થતી થતી નાશ થવાની અણીપર આવી

હતી. આખરે એ પવિત્ર અને પાકજાદ ઓરત પોતાના ધણીની બેવફાઇથીજ પોતે આત્મઘાત કરીને સ્ત્રી હત્યાનું પાપ આપવા વિચાર કરતી હતી. પણ તે નજરે જોયા પછીજ તેમ કરવાનો ઠરાવ કર્યો હતો. તેણી **અભય** અને **તર્કપ્રસાદ**ના ભરૂંસાપર રહીને, જો **કલાજી** ન મળે તો કુંવારી રહેવા, કે એકદમ **કલાજી**ને જોયા વિના મરવાનો વિચાર કરતી ન હતી, પણ જાતે જઇ, દેશાટણ કરીને જંગલે જંગલ અને વનેવન ભટકીને પણ પોતાના પ્રેમીલા ભરથારનો પત્તો કહાડવા ઇરાદો રાખતી હતી. માત્ર તે બેવફા થએલો ભરથાર કેવી સ્થિતિમાં છે? તે પવિત્ર ધણી બદમાશીના ઊંડાગારમાં પડયા પછી કેવી પવિત્રતા બતાવે છે? ઈત્યાદિ, જોવાને અને તેના પાપકર્મથી પડતી પીડાનો જીવતો દાખલો બતાવીને છેવટ તેની નજરેજ પ્રાણઘાત કરવાની ઇચ્છા રાખતી હતી. બેવફાઇનો બદલો બેવફાઇથી નહિ, પણ વફાઇથીજ આપવાની ઈચ્છા રાખતી હતી. ફકત તેનું પાપ નજરે દેખાડીને, તેણે કરેલાં અધમ કૃત્યનો પાપી પસ્તાવો પ્રગટ કરાવીને, તેણી પોતાનું ભવિષ્ય સુખ તોડી નાખવા માગતી હતી. તેના આત્મામાં બળતી હોળીનો ઉભરાતો તાપ ઠંડો કરવા તેણી **તર્કપ્રસાદ** સાથે ચાલી હતી. દુઃખ વેઠીને પણ **કલાજી**ને મળવા તે તત્પર થઇ હતી.

હવે **તર્કપ્રસાદ**, એક સમાધીસ્થ બાવાની* ઝુંપડીમાં **પ્રમાદ**ને લઇને આવ્યો, અને મહારાજને પગે પડીને તેઓ બન્નેજણ તેની પાસે બેઠાં, યોગિએ તેને આશિરવાદ આપ્યો. **તર્કપ્રસાદે** વિનંતી કરીને યોગિને કહ્યું "મહારાજ? યે નિર્દોષ અબળાકુ આપકે આશ્રયમે ફક્ત આઠ દીનકે લીયે રખ જાતા હું. મયે જોધપુર દરબારકા

* આ યોગિ **કલાજી**નો ગુરૂ હતો-**કલાજી**ને જ્ઞાન દેનાર સન્યાસી તેના પર ગુજરેલી બીના જાણતો હતો, પણ કુદરતના માર્ગની વચ્ચે ન આવતાં યોગ્ય વખતે **કલાજી**ને મદદ કરવા ધારતો હતો.

કારભારી હું-મેરે કીતનેક સ્થળમે જાના હય. યેહ ઓરત બિચારી લાચારીમાં ગીર પડી હય. ઉસકા રક્ષણ કરનાં મેરા ધર્મ હય, ઓર આપકાભી ધર્મ હય. ખુશીસે આપેં ઉસકી સંભાળ કરના. આપકા ઉપકાર નહિ રખા જાયગા, કુચ્છ દીયા જાયગા."

"હમકો બદલેકી દરકાર નહિ હય. હમકો રાજકી દરકાર નહિ હય. નિર્દોષ આદમીયોંકું અલબત ઉસકી લાચારીમેસેં બચાનાં, વો મેરા ધર્મ હય, ઇસલીયે ઉસકુ યહાં રખનેંમેં કુચ્છ હરકત નહિ હય. ચાહીયે ઇતના દીન રહે, મગર ઉસકું ખાને પીનેકું ફળ સિવા કુચ્છ મીલેગા નહિ."

"કુચ્છ પરવા નહિ, મહારાજ? મેરે કુચ્છ ખાનાં નહિ હય. અબતો મેરે અપવાસ હય, સો મેરી ચિન્તા નહિ હોગી! આપ નિશ્ચિંત રહો. મેં આપકી ભકિત કરૂંગી, ઉસકુંજ ખાનાં સમજુંગી"

"બહોત અચ્છા, લડકી? ખુશીસે રહે. તુ શ્રધાલુ હય, તેરા ભલા હોગા"

"જબતો મયે રજા લેતા હૂં? **પ્રમાદ** હું જાઉં છું. **કલાજી**ની શોધ કરીને આઠમે દિવસે દરબાર અને હું અહીં આવીશું" **તર્કપ્રસાદે** કહ્યું. વિશ્વાસુ **પ્રમાદે** યોગ્ય સમજીને રજા આપી, પણ યોગિએ તેને જતી વખતે કહ્યું.

"બેટા? સંભાળ કરનાં–કુચ્છ ઓરતકી દયા ખાનાં" યોગિએ મર્મમાં કહ્યું, પણ **તર્કપ્રસાદ** એમ સમજ્યો, કે ફરી જલદી આવવાને માટે ઓરતની પર દયા લાવવાનું કહે છે. **તર્ક** ગયા પછી યોગિએ, તેને માત્ર એટલું જણાવ્યું કે "હું સમાધિસ્થ છું. અને જો હું સમાધીમાં હોઉં, તે વખતે કોઇ પણ તને અહીંથી લઇ જાય, અગર તું ચાહે તો પણ હું સમાધીમાંથી નિવૃત્ત થાઉં, ત્યાંસુધી જઇશ નહિ" એટલું કહી તેણે સમાધી ચડાવી. **પ્રમાદ** થાકેલી હોવાથી

તેજ વખતે નિદ્રાવશ થઇ. **તર્કપ્રસાદ**, હરખાતો, ઇન્દ્રપ્રસ્થની ગાદી મેળવવામાં વિજયી થએલો હોય, તેમ મલકાતો, મગરૂર થતો, પોતાને તર્કવાદી અને ભાગ્યશાળી સમજતો ચાલ્યો ગયો. **તર્કપ્રસાદ**, **પ્રમાદસુંદરીને** તપસ્વીની પર્ણકુટીમાં રાખીને પોતે મારતે ઘોડે જોધપુર આવ્યો, અને માર્ગમાં **કર્નલલેલીને** બંગલે તેની ખબર કહાડવી હોવાથી ત્યાં જોઇને, **અભયસિંહને**, મી૦ **લેલી** આવવાની ખબર આપી. તરત બન્નેજણુ સ્વાર થયા, અને તેઓ મી૦ **લેલીને** બંગલે જઇ પહોંચ્યા. **કર્નલલેલીએ** તેને યથેષ્ટ સત્કાર કર્યા પછી, તેની આવવાની હકિકત પુછી. **અભયસિંહે**, **તર્કપ્રસાદને** ઇસારો કર્યો, અને તે બોલ્યો. "સાહેબ! આપકી પાસ એક હમેરી અર્જ હય. વો અર્જ ઉઠા લેના આપકી ફર્જ હય. અયસે હમ ઉમેદ રખતે હય."

"તમે ગુજરાતીમાં વાત કરો, હું સમજીશ." મી૦ **લેલી** બોલ્યો. પ્રથમ પ્રસંગ, અને નવા અનુભવી રાજા તથા પ્રધાનને આશ્ચર્ય લાગ્યું. **તર્કપ્રસાદે** ગુજરાતી ભાષામાંજ પોતાની હકિકત કહેવાનું આગળ ચલાવ્યું "નામદાર સાહેબ! આ વખતે આપને જે હકિકત કહેવાની છે, તે જેટલી સાદી છે, તેટલી ગંભીર છે; તેમ જેટલી ભયભરેલી છે, તેટલીજ ફાયદાવાળી છે. આપ ગુજરાતી જાણોછો, એટલે વાંચી સંભળાવવાની જરૂર નથી. આ પત્ર છે, તે આપ વાંચી જુવો, સાહેબ?" **તર્કપ્રસાદે** બનાવટી કાગળ આપ્યો. મી૦ **લેલી** વાંચીને ઘડીભર વિચાર કરી બોલ્યો. "**કલોજી રાઠોડ** કોણ છે? પેલો દિલ્લીશાહની સામે બહારવટું કરતો હતો તે?" "હા, સાહેબ. તેજ, કે જેને હમે હમારા જોધપુર રાજ્યનો ખાસ કારભારી કરાવ્યો હતો" **અભયસિંહે** વચ્ચે પડીને કહ્યું.

"આ પ્રપંચમાં તમે કંઇ જાણુતાજ નથી ?"

"ના સાહેબ ?" **તર્કપ્રસાદ** બોલ્યો.

"તમારા રાજ્યના કારભારીને આવું કરવાની શી જરૂર ? રાજાની મરજી ન હોય, તો કારભારી આ પ્રપંચ કેમ કરી શકે ?"

"તે ખટપટીઓ છે માત્ર તેણે હમને તો સ્વતંત્રપણે સુચના આપી, અને તે ઉપરથી હમે મત બાંધ્યો, કે આ સાહસિક માણસ કદી આકું અવળું કરશે, અને કદી લોકો શક લઇ જશે, કે એ કામમાં હમારૂં રાજ્યમંડળ સામેલ છે. કેમકે તે હમારા રાજ્યનો કારભારી છે. બાકી હમને કંઇ ખબર નથી."

"પણ ત્યારે તેને પોતાને એવું 'કરવાની કંઇ મતલબ ?"

"મતલબ શી ! અદેખાઇ ? એ અધમ માણસ છે, એમ ધારીને તો હમે હમણાં હમારા રાજ્યમાંથી દૂર કર્યો છે. કેમકે આવું કૃત્ય કરનાર કોઇ દિવસ હમને પણ આફતમાં ઉતારે. જુવોની ? આ કાગળ કેવા વિચારથી લખ્યો છે ? આપ જોઇ શકશો, કે એ લખાણમાં હમારો હાથ કે સમંતિ છે ?" **તર્કપ્રસાદે** ખુલાસો કર્યો.

"ના, તેમ નથી. પણ ત્યારે શું આ સર્વ તેણે પોતાને હાથે લખેલું છે ? કોઇની સંમતિ વિના એ સર્વ તેણેજ કરેલું છે ?" મી૦ **લેલી**એ શકમંદ થઇને પુછ્યું.

"હા, સાહેબ. આ સહી તેનીજ છે, અને આ કામ પણ તેણેજ કરેલું છે. તેમણે બીજાની સમંતિ લીધી કે નહિ, એ જાણતા નથી. પણ રજા લઇને દિલ્લી જવા નીકળ્યો છે, અને હાલ તો તે પોતાને ગામ પાલીગઢ જશે, અને પછી ત્યાંથી **દિલ્લીશાહ**ને મળવાનો ઇરાદો રાખે છે. માણસ બહુ બદમાશ અને કઢંગો છે. ખચિત કંઇ નવું જુનું કરશે. અને તે સર્વને હાની પહોંચાડશે, એમ

ધારીને અમે અમારી નિર્દોષતા જાહેર કરવા આવ્યા છઇએ, કે પછી પાછળથી હરકત ન આવે. આપ જોઇએ તે કરો. પણ રોગ અને દુશ્મનનો જલ્દી નાશ કરવો જોઇએ" **તર્કપ્રસાદે** પોતાનો તર્ક ચલાવવા માંડ્યો. **કર્નલલેલીને** ભરૂંસો બેઠો. કાગળ વાંચતાં તેનું મન ઉશ્કેરાયું. જો **પ્રમાદ**ને માર્ગમાં **કર્નલ લેલીએ**, તેનો **થનાર** ધણી કોણ છે? તે પુછતાં **પ્રમાદે, કલાજીનું** નામ આપ્યું હોત, તો તેના હરણની બાતમી, અને **અભય**નો **પ્રપંચ** કંઇ કળી શકાત, અથવા તો પત્તો મળી શકત; તેમ નહિ થાત, તો **પ્રમાદ**ના **થનાર** પતિ માટે નહિ, પણ તેની ફરજને ખાતર **કલાજી**પર એકદમ વોરંટ ન કહડાવત. પણ જ્યાં ભાગ્યદેવી ભૂલાવે, ત્યાં બીજાને **શું** દોષ ? હવે તો મી૦ **લેલીએ** અજાણપણે, બેસતા અમલમાં નવો દાખલો બેસાડવાનો ઠરાવ કરીને **કલાજી**ને કેદ કરવા ઇરાદો રાખી બોલ્યો.

" **કલોજી** તમારા રાજ્યનો કારભારી શી **રીતે** થયો હતો?"

" ભાટી દરબારની કન્યા **તારાને, અભયસિંહ** સાથે પરણાવી આપવામાં બહુ મદદ કરી હતી. અને જાતે બહાદૂર હતો તેથી. પણ પાછળથી તેની બહાદૂરી પ્રાણઘાતક જણાવા લાગી, ત્યારે હમે તેને દૂર કર્યો, અને આપને વાકેફ કર્યા. એ તો હમારો કારભારી હતો. પણ કદી પેટનો દીકરો હોય, તોપણ હમે રજપૂત અચ્યા સાંખી નહિ રહીએ. અમે કોઇનાપર અનર્થ થવા ન દઇએ. અમે તેને દાર કરીએ ' **અભયસિંહે** પોતાનું હિંદી ભોળપણ જણાવ્યું. કાવતરૂં ખરૂં ઠરાવવા માટે વિશ્વાશ બેસાડયો, અને **કલાજીનું** કાટલું, **કર્નલલેલી**ને હાથે પરભારૂં કહડાવવા દાવ રમવા માંડયો. અંતે ફતેહમંદ થયો.

" ઠીક છે. ત્યારે તમારો ઉપકાર થયો. આવા **માણસને**

ખચિત શિક્ષાએ પહોંચતા કરવા જોઇએ, પણ આ બાબત **દિલ્લી-શાહની** સલાહ લેવી જોઇએ, કેમકે તે વૉરંટ આપે તોજ પકડી શકીએ. માટે તમો મ્હારી સાથે દિલ્લી આવશો !" **કર્નલ લેલીએ** ગંભીર માગણી કરી.

"ખુશીથી. આપના કામ માટે કેમ ન આવીએ ! અરે ! હમારો જાન સુદ્ધાં આપવા તૈયાર થઇએ. કબુલ છે." **અભયસિંહ** હિંમતથી બોલ્યો.

"ત્યારે નાસ્તો કરી લઇએ. તમારા આ કારભારી નાસ્તો કરશે કે ?"

"ના, મારી પાસે નાસ્તો છે—હમેં કરી લઇશું. અને સાંજ પડતાં તો દિલ્લીમાં જઇ પહોંચશું. ત્યાં હમારા ઉતારાનું મકાન કાયમનું છે, એટલે ત્યાં જઇને પછી જમશું" **તર્કપ્રસાદે** વચ્ચેજ કહ્યું. **કર્નલ લેલીએ** તેની મરજી પ્રમાણે કરવા દીધું. અને પોતે નાસ્તો કરવા અંદર ગયો. **કર્નલ લેલીનું** મન **પ્રમાદસુંદરીનાં** હરણને લીધે ઉદાસ હતું. તેણીને શોધવા માટે જવાનો ઇરાદો હતો, પણ આ કામ પડતું મુકાય તેવું ન હોવાથી દિલ્લી તરફ જવા વિચાર કર્યો હતો. **પ્રમાદસુંદરી** વિષે તેણે તેના પિતાને જયગઢ ખબર આપી હતી, પણ તે ખબર ત્યાં પહોંચે, તે દરમ્યાન જયસિંહ અકાળ મરણનો ભોગ થયો હતો. એટલે ગરીબ બિચારી **પ્રમાદનો** આ વખતે કોઇ બેલી ન હતો.

**કર્નલ લેલી** હવે દિલ્લી જવા તૈયાર થયો, અને **અભયસિંહને** ખબર કરીને તેઓ ત્રણે જણ દિલ્લી તરફ ચાલ્યા. માર્ગમાં **તર્કપ્રસાદે** પોતાની ઘાતકી લવારીથી બહુજ લવારો કીધો. **કર્નલ લેલી** જેવા ઉસ્તાદ માણસનું મન આ કામ પર લાગ્યું નહિ. તેનો

આત્મા શકમંદ થયો, અને સંકોચાયો—કુદરતેજ તેને નિર્બળ કર્યો હોય તેવા જણાયો; તોપણ કારસ્તાની પરંતુ વિશ્વાસુ કૂતરાના ભસવાથી તેણે ચોરની તપાસ કરવી શરૂ કરી. વળી મુદ્દો પણ મળ્યો, પછી તેનાથી રહેવાયું નહિ. અંતે સર્વ દિલ્લીમાં આવ્યા, અને તુરત **દિલ્લીશાહ** પાસે આવીને સર્વ હકિકત કહી. દાનેશમંદ **સુલતાને** આ બાબત ઘણો વિચાર કીધો, પણ **અભયસિંહે** કહ્યું કે "શાહ ? **કલોજી** મારો મિત્ર છે, એ તમો જાણોછો છતાં હું જે તેને માટે આવું કહેતો હઇશ, તો તેમાં શક જેવું હોય ખરૂં ? એ માણસને તમે જાણતા નથી ? તમને પણ મારી નાખવા તૈયાર થયો હતો કેની ? એ મારા રાજ્યનો બહાદૂર કારભારી હતો, પણ સોનાની કટાર પેટમાં ન મરાય. ભેટમાંજ બંધાય. મેં પણ રાજ્યમાંથી દૂર કીધો છે. માટે તમારે તેને કેદ કરવો, એવી મારી સલ્લાહ છે. હું ધારૂંછું કે તે અહીં આવશેજ, પણ તે આવે તે દરમ્યાન તેને કેદ કરવો" સુલતાનને લ્હે જોકે આગલુ વેર લહેતુંજ ન હતું, તોપણ એ લેખની અંદર **સુલતાનને** કાવતરામાં સામેલ કરેલો હોવાથી તેને લગાર પકડાવવા વિચાર થયો હતો. એટલે તરત તેના પર વોરંટ કહાડીને, **કલાજીને** કેદ કરવા માટે **અબ્દુલખાન** સરદારની સરદારી હેઠલ આઠ સિપાઇઓને મોકલી દીધા. **કર્નલ લેલીનું** માન રહ્યું, અને **તર્કપ્રસાદનું** વેર વળ્યું. **અભયસિંહ** અને **તર્કપ્રસાદ** હવે ત્યાંથી ખુશી થતા રજા લઇને જોધપુર તરફ ચાલ્યા. કર્નલ **લેલી** તરત પોતાના બંગલા તરફ જઇ ચડયો. અને **પ્રમાદસુંદરીની** તપાસમાં રોકાયો. **તર્કપ્રસાદની** મદદથી **અભયસિંહનું** વેર લેવાયું હોવાથી રાજ્યમાં તે વધારે માનીતો થયો. અને હવે જોધપુર રાજ્યની **સઘળી** લગામ તેને સોંપવામાં આવી. પરંતુ **તારાનું** ખૂન કરવાની **તજવીજ**, અને **અભયસિંહને** ફરી લગ્ન ગોઠવી આપવાની રચના **રચવી**

બાકી રહી હતી, તે ચાલુ કરી. પણ તે **કલાજીપર** વોરંટ બજાવી લીધા પછીજ, અને તેને કેદ થએલો જોયા પછીજ આગળ કામ ચલાવવું ધાર્યું હતું; ને તેજ પ્રમાણે બેવફા થએલા રાજા **અભય**નું વચન માન્ય રાખ્યું હતું.

**અભયસિંહ** થોડું સમજે છે, કે આ હડકાયો કૂતરો તેને છેવટે દુઃખ રૂપ થવાનો છે, પણ જ્યારે મૂર્ખતાનો અંધપછેડો આંખ આડો આવે છે, ત્યારે કોઇને પણ દીન દિશા સુજતી નથી. જેમ આંધળાની આંખે દરેક વસ્તુમાં અંધારૂં દેખાય છે, તેમ વહેમી અને કાચાકાનના માણસને પોતાનાં નાદાનીયત ભરેલાં દરેક કામોથી આખું જગત કાળું અને અંધારાંથી ભરેલું દેખાય છે. અફસોષ ? કેવો ઘાતકી બનાવ ? કેવો ત્રાસજનક દેખાવ ? શું કળિની દુનિયામાં લુચ્ચા અને દગબાજ માણસોજ ફાવી શકે છે ? શું નિર્દોષતા અને પવિત્રતા હમેશાં નિયમ તરીકે વિજય પામતીજ નથી ? ! !

---

## પ્રકરણ ૧૦ મુ

---

### કૂમિત્રનાં કાવતરાંથી કલોજી કેદમાં
### ( પરમાર્ગ દર્શન. )

**एतस्माद्विरमेन्द्रियार्थ गहना दायासदादाशु च ।**
**श्रेयो मार्गमशेष दुःखशमनं व्यापार दक्षं क्षणम् ॥**
**शान्तं भावमूपैहिसंत्यज निजां कल्लोललोलां मति ।**
**भूयो मा भज मङ्गुरां भवरति चेत्तः प्रसीदाधुना ॥**

**वैराग्यशतकम् (भर्तृहरि)**

વૈરાગ્ય પામેલો **કલોજી**, પરમાર્ગ દર્શન જોવાની લાલસાએ જોધપુર છોડી ચાલ્યો. માત્ર પોતાને માટેજ આ દુનિયામાં જન્મ પામેલી નવી ખટપટ ઉપરાંત, બીજા દરેક સંસારી કાર્યોમાં ક્ષણભંગુરતા જોઇ, તેનું દીલ દુનિયાઇ વૈભવથી ઊઠી ગયું. તેને ગુરૂજ્ઞાન પેદાથયું, **અભયસિંહ** માટે તેણે પોતાનો દેહ તદન નિસ્પૃહતાથી જોખમમાં ઝપલાવ્યો. તેનો બદલો બહુ શ્વાતકી મળ્યો, તોપણ દુર્બુદ્ધિ **અભય**નાં લજ્જાહીણ કાર્યની તેણે દરકારી નહિ.

**છપ્પયછંદ—**

મેગળ નિસરી બ્હાર, ચાલતો મહાસુખ મ્હાણે,<br>
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;<br>
પૂંઠે ભમે બહુ શ્વાન, કેટલાં ભસતાં રહે છે,<br>
મેગળને મન નહિ, માન અપમાનજ દેછે;<br>
એમ હરિજન મેગળ રૂપછે, જેને હરિનું ધ્યાન છે;<br>
કહે નરભેરામ ગુરૂથકી, દુરિજન તેના શ્વાન છે! (કાવ્યદોહન.)

**કલોજી** વૈરાગી થયો હતો. તેને મન જીવવું, અને મરવું એકત્ર લાગતું હતું. તે એમજ સમજતો હતો, કે ફાંસીને લાકડે ચડીને મરવું તે, અને સહજ સુખથી જીવવું તે સર્વ સમાન છે. અને જ્યારે તે પોતાની આત્મવૃત્તિ ઓળખવાજ લાગ્યો તો પછી તેને સંસારના સુખદુઃખની મિથ્યા વાસના, અને મૂર્ખ પ્રયત્ન કરવાની કંઇ જરૂર જણાઇ નહિ. તેની આત્મવૃત્તિ એક પરમાત્માને જોવા લાગી. દરેક જાતની અવિકારી વસ્તુ તેને વિકારી થઇ પડી. કાળરૂપ શિકારીની જાળમાં સપડાઇ રહેલાં અજ્ઞાન પંખીઓ આખર પસ્તાવામાં પડવાનાં છે, એમ પ્રત્યક્ષ જોવાને તે ભાગ્યશાળી થયો., તેનું જ્ઞાન આત્માને સ્વાકર્ષણુ થયું, તો તેને પરમાર્ગ દર્શન થયું. જોધપુરથી વિચારમાં અને જ્ઞાનમાં ગંભીર થએલો **કલોજી**

પોતાના ઘોડાની લગામ છુટી મુકીને ઘોડો જ્યાં લઇ જાય ત્યાંજ જવું, એમધારી આગળ ચાલ્યો. દરમ્યાન જોધપુર અને પાલીગામની વચ્ચે એક સાધુનો સંગ મળ્યો. માર્ગમાંજ તેણે સાધુના ભજનના બોલાતા બોલો સાંભળ્યા. "ભજલે તું સીતારામ, અબતેરો દાવ બન્યોહે, ભજલે તું સીતારામ" "ત્યારે હવે મારે કેમ ભૂલવું?" એમ કલોજી બોલીને ઘોડાને ઉભો રાખી તરત નીચે ઉતરી પડયો. અને તેને એક તરફ ઝાડ સાથે બાંધવા વિચાર કરીને પોતે સાધુ-સંગમાં પ્રવેશ કરવા ચાલ્યો. પણ એ ઝાડીમાં જાય, તે પેહેલાં એક આંબાની ઘટા નીચે ઊંડી વાવડીમાં કઇ ગડબડાટ સાંભળ્યો. ઘોડાને કેટલેક દુર એક ઝાડ સાથે બાંધીને વાવડી પાસે આવ્યો. વાવડીની અંદર કેટલાક લોકો છુપી રીતે કંઇ વાતો કરતા હતા, તે જોઇ કલોજીએ ત્યાં ઉતરવાનો ઇરાદો કર્યો. તેને મને કોઇ ચોર યા લૂટારાનો શક ગયો, અને તે હવે શું ધારે છે! એ સાંભળવા, અને તેની વૃત્તિ જાણવા ઉભો રહ્યો, તો નીચે પ્રમાણે તેઓમાં વાદવિ-વાદ થતો સાંભળ્યો.

"પણ હુંને હું કેતોસે? દાનીયાને કેની? ઇણે ઇ છોકરીને હતાવી! બસારી ગાય ગુલાબ જેવી પોરીના ઉપર ઇણે દાનત બગાડી!"

"રાંડના વરણુહંકરને હંગાથે રાખવાનાં ફળ જેયાં કેની? જો ઇ **પરમાદકુંવરી** થોડા દાડા રઇ હત, તો **કલોરાઠોડ** નક્કી આપણું પતાવત."

"**પરમાદકુંવરી** થોડા દહાડા રહી હોત તો **કલોરાઠોડ** પતાવત? એશું.!" **કલોજી** શંકાશીલ થયો. અને તેની વાત જીગરથી સાંભળવા ઉશ્કેરાયો.

"તોજ, તો? **અભેહિંગને** હમજાવત, અને આપણો

ગરાહ પાસો અપાવતજ. પણુ હવે કામનું હું? હવે ઇ સોકરી કેમ મળે? છાએબના હાથમાં ગઈ, તી હવે મળે કે? ઇતો આપણાં ભાએગ હારાં કે દાબડો મળી ગયો, ને સીઠી વાંચી કે ઇને હમજાવવાની મજા પડી. હવે કેમ હમજાવાય ?"

"આ લોકોનું બોલવું ભેદ ભરેલું છે. મને લાગે છે કે રખે એ બહારવટીઆ હોય! **અભય** સામે બહારવટું ખેડનાર પેલા ભીલ લોકો રખે **પ્રમાદસુંદરી**ને ઉડાવી ગયા હોય! પણ ત્યારે દાબડો તે શું? મારી પાસેથી ગુમ થએલો દાબડો તે એ લોકોને મળ્યો? અને તેની અંદરથી ચીઠી નીકળી, તેથી **પ્રમાદ**ને સમજાવીને ઉડાવી ગયો?" **ફુલોજી** ગંભીર વિચારમાં પડયો. "હા—ત્યારે નાયકા બનીને, **પ્રમાદ** આવી હશે! એમજ—પવિત્ર સુંદરી, મારો વહેમ ટાળવાજ આવેલી. હવે મને ભાન આવે છે કે **અભયે**, મારી પાસે **પ્રમાદની** પર ખોટો કાગળ લખાવીને તેને બતાવ્યો હશે, ને તેમાં **દિલ્લી સુલતાન** વિષે શક બતાવ્યો છે, તે પરથી વેહેમ ટાળવાને પોતાનું પાતિવ્રત્ય બતાવવાને તે આવી હશે. હા—તે ગાનારી સ્ત્રીએ મને પોતાની પવિત્રતાનો કેવો દાખલો બેસાડયો! તેણે મને એક ચુંબન પણ ન આપ્યું. એજ સાબિત કરી આપે છે કે **પ્રમાદ** પવિત્ર છે. સ્વાર્થને ખાતર **અભયે**, અનુમાન બાંધીને **તારા**ને પરણવા ખાતર **પ્રમાદ**થી મને છુટો કર્યો છે, અને **પ્રમાદ** વિષે ખોટો શક બેસાડયો છે. ત્યારે શું એ **પ્રમાદે**, મને ચળિત કર્યો? નાયકાના પ્રેમમાં હું પડયો, શું એમ સાબિત થયું, કે હુ **પ્રમાદ** સિવાય બીજીને પણ ચાહી શકું છું? મારો ટેક તેણે જોયો? હા તેણીએ મારી પાસેથી વીટી લઈ લેવા હઠ કરી, તેનુ એજ કારણ, કે કોઈ દિવસ કહેવા માટે કામ આવે; પોતે પવિત્ર છે, પણ હું અપવિત્ર થયો, તેનો દાખલો બતાવવા માટેજ તે લીધી, અફસોસ!

હું કેવો ઠગાયો ! એ પાકજાદ પરી ? હું તારો કેવો ગુન્હેગાર?:'

એટલું બોલી વળી પેલા બહારવટીયાની વાત સાંભળવામાં **મશગુલ થયો.**

" હવે આપણાં નહીબ—પણ ઇ રાજકુંવરી કેવી પવિતર ને પાકજાદ—જાણે ખરેખરી હતીબાઇ. હાબાસ—ઇના પરણનાર **કલાને** ધનસે—પણ હાલો, હવે વમાહણ કરવી હું કામની ? હવે તો **અભલાનેજ** પકડવાનું કરીએ." એટલું બોલીને તેઓ બહાર આવવા નીકળ્યા, અને **કલોજી** છુપાઇ ગયો. તે રસ્તે પડયા. **કલોજી** પસ્તાવામાં પડયો. **પ્રમાદસુંદરીને** દાબડામાંહેનો કાગળ બતાવીને બહારવટીયા ઉપાડી ગયા પછી કોઇ સાહેબના હાથમાં ગઇ છે, તે પણ **કલાજીએ** જાણ્યું. **અભયનાં** કાવતરાંનો ભોગ થએલી નિર્દોષ **પ્રમાદસુંદરી**, પવિત્ર અને પ્રેમમાં એકમાગીય છે, એ સિદ્ધ ઠર્યું. **પ્રમાદના** પ્રેમની તાલાવેલી લાગી. તેનું હૃદય પીગલ્યું. ઘડીભર ઉભો વિચાર વમળમાં ગુંથાયો. વિશેષ વિપત્તીથી જ્ઞાનમાં ગળ્યો. તેવામાં સાધુનો ભજન સ્વર કાનમાં પડયો. ને તે તરફ ચાલ્યો.

### કાફી—ભજન.

ભજલે તું સીતારામ—અબ તરો દાવ બન્યોહે—ભજલે તું સીતારામ—ટેક.
તેરી કાયા કછુ કામ ન આવે,માત પીતા ધન ધામ—અબ તેરો ભજ લે.
ઓચિંતકો કાલ આવેગો, તબ તેરો કોન જમાન—અબ તેરો—ભજ લે.
ભીલ પારાધી અજામેળ ઉગર્યો, રઘુવર કે ભજ નામ-અબ-તેરો-ભજ લે.

સાધુઓ ઇશ્વરી ભજનમાં ગુલતાન હતા. તે માત્ર રઘુવરનાં નામ સિવાય તેની પવિત્ર ચક્ષુથી કે નિર્મળ આત્માવડે બીજું કશું નિહાળી શકતા ન હતા. નિમીષારણ્યમાં સુત સુક સૌનકના સંસ્કાર પામેલા સંવાદો સાંભળીને શંકાહીણ થતા ઋષિમુનિયો મોદ પામતા હતા, તેમજ સાધુજનો આ મહાત્મા સન્યાસીનો

પ્રબોધ શ્રવણ કરતાં, જ્ઞાન ગ્રહણ કરતા હતા. ભકિતનાવમાં બેસીને આનંદ સાગરમાં તરતા હતા. તેવામાં **કલાજીએ** જઇને દંડવત કર્યો. સાધુજનોએ "આદેશ"ના આશિર્વાદથી અતિથીનો સત્કાર કર્યો. **કલાજીએ** પોતાના ગુરૂને ઓળખ્યો. અને તેમના ગુરૂની પાસે તેમના આમંત્રણથી જઇને બેઠો. ગુરૂએ પોતાના સંઘમાં **કલાજીને** શીષ્ય તરીકે ઓળખાણ કરાવી. પૂર્વે બનેલી બ્રાહ્મણની હકિકત સર્વને કહી સંભળાવી, જ્ઞાની સાધુઓ સંતોષી થયા. અને **કલાજીની** પણ તારીફ કરવા લાગ્યા–**કલાજીનું** મન આત્મમય થઇ રહ્યું. આત્મા, પરમાત્માનાં પ્રચંડ તેજમાં મળીને વાયુરૂપ થયો. અને એ વાયુ તેના પાપિષ્ટ દેહમાં પ્રવેશ થતાં તેને જ્ઞાનમાર્ગ તરફ જોવાને સહજ બની આવ્યું. તેના ગુરૂએ તેની મનોવૃત્તિ જાણી લીધી. અને **કલાજીની** કસોટી કરવા, તથા દુનિયાંપર તેના વિકારો કેવી રીતે ભ્રમે છે. તે જાણવા, અને શરણાગત મનુષ્યને મોક્ષમાર્ગ દર્શાવતા તેણે પ્રશ્ન કર્યો "કયું બેટા? સુખી તો હય? સંસારકા સુખ વૈભવમેં આનંદતો હય?"

"ગુરૂરાજ? આપસે વો અજાણ નહિ હય. દુનિયાંકા દુઃખ ઓર ઉન્કી જંજાળ જીંદગીકા દુષરંગ આપકી ધ્યાન બહાર નહિ! નાશવંત જગતકો સર્વ સત્ય માન લેતે હય. પાપિષ્ટ કાર્યો કરકે સર્વ ઉદર ભરતે હય–આપસે પાપિષ્ટ હોકે જન્મતે યહ, આખર, મરતે હય–ક્ષણિક સુખ ઓર વૈભવ બળિષ્ટ માન લહેતે હય. પાપ અંધકારમેં ભૂલે પડે હય! જ્ઞાન સુર્યોદય નિહાળતે નહિ હય. ઉસલીયે વો મનુષ્ય અઘોર પાપમેં ડૂબ રહે હય. અબ મેરાહી યહી હાલ હય! આપકા શરણમેં આયા હય, ગૃહસ્થાશ્રમકા સુખ મુજકોં. વિકારમય હોતા હય. શરણાગતકું જ્ઞાન દેનાં આપકા ધર્મહય–અજ્ઞાનીકો શુદ્ધ માર્ગ બતાનાં આપકા કર્ત્તવ્ય હય. સો કુચ્છ માર્ગ

બતાનાં ? જ્ઞાન સુનાનાં ? મયે દુઃખિ ભયા હું" **કલાને** જ્ઞાન પેદા થયું. તેની ચક્ષુ તળેથી સર્વ પ્રપંચ હઠી ગયા. પવિત્ર અગ્નિથી પાપિષ્ટ વસ્તુ દહન થાય–સુર્યનાં પવિત્ર તેજથી તિમરનો નાશ થાય, અને પ્રચંડ વાયુથી એ અઘોર પાપરૂપકાષ્ટ પછડાઇને નાશ થઇ જાય, તેમ ગુરૂદર્શનથી **કલાજી**નાં પાપ નાશ થઇને, બળિષ્ટ અને શુદ્ધ બુદ્ધિ પેદા થઇ, તેનું મન પવિત્ર થયું. તેના વિચારો નિર્મળ થયા.

ગુરૂ તેની વૃત્તિ જાણીને પ્રસન્ન થયો. **કલાજી**ને જ્ઞાન મેળવવાની ઉત્કંઠા જોઇને તે બોલ્યો "બેટા ? તું બડા ભાગ્યવંત હય, મગર તેરા સંગકા સંસ્કાર અધમ હોનેકે લીયે તું દુર્ભાગી ભયા હય. ઉસમેં તેરી કસુર નહિં હય. લસણુકે સંગમે કસ્તુરી આપ બાલક અજમાયશ કરશકતી નહિ હય ! ધુળમેં દટાયલેં રત્નોંકી પરિક્ષા મૂર્ખસે નહિ હોતી હય. શાન્ત હો ! તું પૂર્વકા સંસ્કાર પામેલા મનુષ્ય હય. તેરા પુન્યપ્રબળસે તું મહાત્મા હોયગા ! જો અયસા નહિ માનતા હો, તો સ્મરણ કરલે, કે તુ અવ્વલ મેરા સંગમે છુટા ભયા ફીર અબ તેરે મીલનેકા સમય નહિ આતા: કયું કે તુ રાજ ખટપટમાં ગીરા હોતા, વો સબ પ્રારબ્ધકી બાત હય. મીરાંબાઇ કહેતી હય કે " ભાઇ મેરા ભાગ્યે મીલો હય, આજ મેરે સાધુકો સંગ" ઇસ તરાંહસે તેરા ભાગ્યકો સિતારો બુલંદ ભયો હય. પ્રારબ્ધકી ગતી ન્યારી હય ! સુન લે.

### કાફી, હોરી.

ઓધવજી પ્રારબ્ધકી ગતિ ન્યારી–દેખો બાત હૃદયમેં વિચારી.—ઓ૦
નિરમલ નિર ભરેહૈ સરોવર–સમુંદર હો ગયે ખારી,
બગલેકુ રૂપ અનૂપ દીયો હે–કોયલ કર દીની કારી.—ઓધવજી
સુંદર લોચન મૃગકું દીયો હે–બનબન ફીરત દુઃખારી,

મૂરખ રાજાકો રાજ દીયો હે—પંડિત ભયેરે ભિખારી.—ઓધવજી.
વેશ્યાકું પાટ પિતાંબર સોહે—શીલ સતીકું ન સાડી,
સુંદર નાર વાંઝણુ કર ડારી—ભુંડણુ જન જણુનારી.—ઓધવજી.
સુમકું અન ધન બહોત દીયો હે—દાતાંકું ન મીલે જુવારી—ઓધવજી

"અયસે તૂભી તેરા પ્રારબ્ધસે એહી સાધુકા સંગ પાયા હય. અબ તેરી ઉમેદ સફળ હોગી. બચ્ચા? તુમ અફસોસ મતકર, કયુંકે તુંને બહોત પુન્યકા કામ કીયા હય. દેવકો પ્રસન્ન કરનેકે વાસ્તે એહી ક્ષણિજ જગતકા મૂર્ખ પ્રયત્ન છોડકે આપસેંજ તું સાધુ ભયા હય. તેરે ગુરૂજ્ઞાનકી જરૂર નહિ હય. તું જગતમેં જીવીત હય, કયું કે.

**सजीवति गुणायस्य यस्य धर्म सजीवति ।**
**गुण धर्म विहीनस्य जीवितं निष्प्रयोजनं ॥**

**वृ चा. राज्यनीति**

"જીસકા ગુણુ જગતમેં પ્રસિદ્ધ હય, વો જીવતાજ હય. જીસને જન્મ પર્યંત ગુણુ ધર્મ સંપાદન નહિ કીયા હય, ઉસકી જીંદગી નિષ્પ્રયોજન હય." મગર અયસા જ્ઞાન કીસકું હોતા હય? બુદ્ધિવાનકો બુદ્ધિવાન! કોન હય, સુન લે—

**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥**

**श्रीमद् भ'गीता.**

"દુઃખમે જીસકા મન ઉદ્વેગ નહિ હોતા હય. જીસકું સૂખકી પરવા નહિ હય, અર્થાત્ સુખદુઃખ સમાન જાનતે હય, ઓર જો રાગ, ભય ક્રોધ, રહિત હય, વો બુદ્ધિમાન મનુષ્ય હય! ઉસકી પયછાન ઇસતરાંહસે હોતી હય કે, જીસતરાંસે કાચબા આપકા અવયવ સ્વાંગમે લપટ રહેતા હય. ઇસતરાંસે બુદ્ધિવાન મનુષ્ય આપકી વીકારમય ઇંદ્રિયોકા સમાધાન કર શકતે હય. ઉસકે લીયે બુદ્ધિવાન મ-

મુષ્યકું સાધુકી ઉપમાં લગાતેં હય; કયુંકે વો સાધુકા સંગ મુક્તિ દેતા હય." એ પ્રમાણે ગુરૂ બોલ્યો.

"મહારાજ ? મુકિતકા ચાર આશ્રમમેં સર્વોત્કૃષ્ટ કોન હય ? મુકિત ફળપ્રદાનેકા શુદ્ધ આશ્રમ કોનસા હય ?" કલાજીએ શકમંદ થઇને પ્રશ્ન કર્યો.

"બેટા ! ગૃહસ્થાશ્રમ હય, વો બડા આશ્રમ હય. કયું કે શુદ્ધ વૃત્તિસેં કોઇ મનુષ્ય ગૃહસ્થાશ્રમમેં રહેકે, આત્માકો સંતુષ્ટ કરતા હય, વોહીજ મુકિતકા ફળ સત્વર પાતા હય. ગૃહસ્થાશ્રમકે લીયે તીન આશ્રમો માન પામતા હય. વિદેહી રાજા જનક, ગૃહસ્થાશ્રમમેં મુકિત પાયા હય. ઓર તેરેકુંભી મયેં દીક્ષા દેતાહું, ઓર બતાતાંહું કે, તેરે ગૃહસ્થાશ્રમમેં રહે કે મુકિત માર્ગ મીલાનાં—કયું કે ગૃહસ્થાશ્રમકા અનુભવ લીયા સિવા વાનપ્રસ્થ, વા—સન્યસ્ત લહેનેસે ફાયદા નહિ હોતા હય."

"મહારાજ ? ગૃહસ્થાશ્રમ સ્થાપન કિયા સિવા મેરેકું અનુભવ મીલ ગયા હય, કે દુનિયાંમે કુચ્છ સાર નહિ હય. સબ ક્ષણિક માયાકા પ્રચંડ પ્રાબલ્ય હય."

"મગર તુમ ગભરા જાતા હય. ગૃહસ્થાશ્રમ ચલાનેકે વાસ્તે દૃઢ રહેના ચાહીયે. જો પુરૂષ ગૃહસ્થાશ્રમ સાગર તરતા હય, વો પુનર્જન્મકા ત્યાગ કરકે પરમાત્માકા તેજમેં મીલજાતા હય. ઉસલીયે તુ ગૃહસ્થાશ્રમકા અનુભવ લહેકે પીછે મેરેકું નંદાદેવી પર્વતમેં ગુપ્ત ગુફામેં મીલનાં અબ તુ જા—શોચ મત કર. તેરે પર આફત આયગી, તો દૃઢ હોકે સહન કરલે—તેરી વૃદ્ધ માતાકી વૃદ્ધાવસ્થાકા સેવન કરલે. શ્રવણકા ચિતાર ધ્યાન પર ધર લે—જો સંસારમેં રહકે સત્કર્મ કરલે—યોગાભ્યાસમેં કષ્ટ સહન કરતે હય, વો બહોત ડેરસેં મુકિત પાતે હય, ઓર સંસારાભ્યાસ કરતે કરતે જો પવિત્ર જીંદગી

ગુજારતા હય વો સહેલસે મુકત હોજાતા હય—સંસારમેં મન ચળિત હોતા હય, લેકીન જો ઉસમે દ્દઢ રહેતા હય. સો ત્વરીત મુકત હોતા હય. પ્રચળિત મનકા પુરૂષ જંગલમે તપ કરતા હય, ઉસકી પરિક્ષા કરનાં કઠીણ્ય હય, ઓર સંસારીકી પરિક્ષા ગૃરસ્થાશ્રમકી દ્દઢ ભક્તિજ હય. જીસકા આત્મા શુદ્ધ હય, જીસકી વૃત્તિ મોહજાલમેં લંપટ નહિ હય, ઉસકું યોગ લહેને કે બદલ સંસારી જીંદગીમેં મુક્તિ મિલતી હય—મગર દ્દઢ રહેનાં, ચળિત નહિ હોનાં—જો જયસા દ્દઢ તું હય, અયસા રહેગા, સો સત્ય કહેતા હું, કે તું મુકિત પાયગા."

"મહારાજ મયને સંકલ્પ કીયા હય, કે સંસાર જાલમેં નહિ ફસ જાનાં."

"વો સત્ય હય—મગર જાલસેં દુર રહે કે, પરમાત્માકા પયછાનકે તું રહેગા સો તેરેકું કુચ્છભી પગ્વા નહિ હય—તુ મુકિતકા અધિકારી હય."

"અબતો મેં તુમેરી સાથ ચલુંગા—મેં નહિ જાઉંગા—અમૃતકા કુંડ છાંડકે નર્કમેં કોન નહાયગા? સાધુકા સંગ છાંડકે ખળકા સંગ કોન કરેગા?"

"તેરા ભવિષ્યમેં ગૃહાસ્થાશ્રમકા સુખ લીખા હય—બેટા? બહોત બહોત દુઃખકે અન્તે સુખ હય—સુર્યકા અસ્તકા અંધારાસેં ભયભિત નહિ હોતે, ઓર ઉદયસેં મસ્ત નહિ હોતે, વો ખચિત મુક્તિ પાતે હય—બસ તુ જા. માબાપ હય, વો સાક્ષાત દેવ હય—ઉસકી પુજા કરલે."

સન્યાસીએ તેને બોધ આપ્યો. **કલાજી**નું હૃદય જે માર્ગપર જતું હતું, તે પરથી જુદા માર્ગે ચાલવા માંડયું. જંગલનું સેવન છોડીને સંસાર સેવન કરવા પર તેની વૃત્તિ ઉત્પન્ન થઇ. **પ્રમાદસુંદરી** યાદ આવી, તેના પવિત્રપણાનો કારી ડંખ તેના સકળ અંગમાં દુખવા લાગ્યો. **પ્રમાદ**ને મળવાની લાલસા ઉત્પન્ન થઇ. **કલાજી** જ્ઞાની

છતાં, બ્રહ્મચારી છતાં, પ્રવિત્ર **પ્રમાદ**ને ભેટવાને ઘેલો બન્યો. તેનાં ભવિષ્યનો અંકુર તે તરફ આકર્ષવા લાગ્યો. તેના ગુરૂએ તેને પ્રબોધ કર્યો, પછી ઉમેદનાવપર સફર કરતો **કલોજી** તે વૃત્તિપર વલણ કરે, તે **માંહે શું** આશ્ચર્ય કહેવાય? સંસાર **સુખ**મય **નથી**, **ગૃહ-સ્થાશ્રમ**ના અનુભવમાં ત્વરિત મુક્તિફળ મળતું **નથી**, એમ પોતાના કેટલાક ક્ષુદ્ર અનુભવ જણાવ્યા, તો પણ સંસ્કાર પામેલા સંન્યાસીઓ તેના પ્રારબ્ધ ગતીપર દૃષ્ટિ કરાવીને તેને ગૃહસ્થાશ્રમ ભોગવવાનો માર્ગ સુચવ્યો. અને તે એક રાજવંશી તરીકે તેને યોગ્ય જ્ઞાન દર્શાવીને, તેને નિષ્પ્રયોજન કાર્યથી અળગા રહેવાનું કહીને તેને ગુરૂમંત્ર આપ્યો.

**सकारेण बहिर्याति, हकारेण विशेत्पुनः**
**प्राणस्त्वत्र सएवाहं, हंसईत्यनुचिंतयेत् ।**

**योगशास्त्र.**

આ મંત્ર ગૃહણ કરીને વૈરાગી **કલોજી** ગુરૂના અત્યાગ્રહે આખરે ગૃહસ્થાશ્રમનાં સુખ અને અનુભવ મેળવવા પોતાના નગ્ર તરફ ચાલ્યો. માત્ર માતાની મહોબત ભરી મમતાને ભેટવાજ ચાલ્યો. પ્રથમ તો સ્ત્રી સિવાય ગૃહસ્થાશ્રમ અનુભવવાનો ઠરાવ કરતો ચાલ્યો.

**કલોજી**, આફતનો ભોગ થવાનો છે, તોપણ તેને બોધ કરવાની યોગિને જરૂર પડી, કેમકે એ શિષ્યને સંસારી અનુભવ અપાવવા ઉપરાંત, સુખ દુઃખ, અને સંબંધનાં પાપ પુન્યનો બદલો બતાવવા હતો. ને તેથી કુદરતના કાયદાની વચ્ચે ન પડનાર સંન્યાસિએ **કલોજી**ને જ્ઞાનમાં ગાળવાને બદલે સંસાર ધ્યાનમાં ગુલતાન કર્યો હતો. અને સાધુઓ પણ પોતાને માર્ગે દેશાટન, તિર્થયાત્રા કરવા ચાલ્યા. **કલોજી**નું વ્યગ્રચિત્ત હવે આ દુનિયાઇ રંગોમાં પ્રવેશિત થયું. પોતાના ગુરૂનો બોધ લીધા પછી, ને તેની આગલી કૃતીનો

ચિતાર મન પર ચિતરાયા પછી તે અત્યંત મનથી પીડિત થયો, જો કદી તેની માતાની હૈયાતી ન હોત, તો પોતે સુખી થયો હોત, ભાગ્યવંત થયો હોત, મુક્ત થયો હોત; પણ મહોબત ભરેલી માતાની માયાળુ મમતાના મોહમાં લપટાઇને ભ્રમર જેમ કમળમાં સપડાઇ મરી જાય છે, તેવીજ રીતે **કલાજીને** ભ્રમરની હાલતનાં ચિન્હ જણાયાં. ગુરૂના મુખ વચનથી સાંભળ્યું હતું, તે પ્રમાણે નવી આફત આવવાની છે, એ પણ તેના ક્ષણિક દેહને માટે, અને સંસાર પરિત્યજયના છેલાં દ્દષ્ટાંત તરીકે નવોજ પ્રતાપ નિહાળવાનું લાગ્યું. યુવાન **કલોજી** હવે સ્થિતીમાં ન રહ્યો. પળપળના વિચારોથી તેનું મગજ ભ્રમિત થઈ ગયું. **તારાની** ખટપટમાંથી મહા પરાકાષ્ઠાએ તર્યા પછી, **અભયસિંહની** ખટપટે તેને ત્રાસિત કરી દીધો. તે હવે સંસાર ત્યાગ કરવાના શિખરપર ચડીને **વાનપ્રસ્થ** નિહાળતો હતો, તોપણ તેનું મન, તેના આત્માનું પ્રબળ કમતી કરીને પોતાની સત્તા વધારતું હતું, એટલે તેને આધીન થએલો **કલોજી** ભ્રમણામાં ભૂલો પડયો હતો. એમ તો નિશ્ચય હતો કે માતાને મળ્યા પછી રોકાત્તું નહિ. પરંતુ કોણે જાણ્યું અને જોયું છે, કે તે પછી પણ **કલોજી** સ્વતંત્ર થઇને ભક્તિ કરશે, કે પરતંત્ર રહીને સંસાર સેવન કરશે, અથવા તો **પ્રમાદ સુંદરી** તરફ ઘેલો બનલો કયાં રજળવા જશેને ?

**કલાજીનો** પ્રવાસ પુરો થયો. પાલીગામની હદ આવી પહોંચી. ગુરૂનું વચન સફળ થવાની અણી પર આવ્યું. **કલોજી**, માતાને છેલ્લા પ્રણામ કરવા નગ્રમાં પ્રવેશ કરવા લાગ્યો. દરમ્યાન કોઇ આઠ ઘોડેસ્વારની સરદારી નીચે એક લશ્કરી અમલદારે આવીને તેને નગ્રની અંદર પ્રવેશ કરતાં અટકાવ્યો. સત્તાધીશ, **કલાજીના** દમામથી, તેજથી અને બહાદુરીથી દબાઇને તેમને વધુ કંઇ કહ્યું નહિ—પરન્તુ

તેને નગરમાં પ્રવેશ ન થવા દેવાનો અટકાવ કર્યો, અને તેને વૉરંટ બતાવી કહ્યું, કે “ જો તમે આ હુકમનો અનાદર કરશો, તો લજ્જા હીણુ કરીને તમને સખ્ત બંદોબસ્ત સાથે બાંધીને કેદી તરીકે લઇ જવો પડશે. ” રજપૂત સિપાઇ બોલ્યો.

**કલોજી** કંઇ બોલ્યો નહિ. બહાદૂર રજપૂત ગભરાયો. તેનાપર નવી નવી આફત આવી પડવાથી બુદ્ધિવાન **કલો** નીચું જોઈ શરણે થયો. રજપૂતોનો ચાંદ ગ્રહણ તુલ્ય થયો. વૉરંટ લાવવાનો સબબ માગ્યો નહિ. એક મગજથી નબળો થએલો માણસ ઉભો થઇ રહે, તેમ સર્વેની સામે ટગર ટગર જોતો ઊભો રહ્યો. ગામને પાદર આ તકરારો થતી હતી, એટલે નાગરિકો એકદમ દોડી આવ્યા; અને **કલોજી**ની માતા **દેવળદેવી**, આ ઘાતકી પ્રકોપની માહિતગાર થતાં તે પણ સલજ્જ ત્યાં આવી. **કલોજી**, સિપાઇઓના દબાણ તળે ઉભો હતો. તેનું હૃદય રડતું હતું. તેનું મન, આત્માને પુછીને ખુલાસો મેળવવા બદલે મુંઝાતું હતું. તેના પર આ પ્રકોપ થવાથી તે નીચું જોઇ ઉભો હતો. તેની માતાએ તેને બોલાવ્યો છતાં, તે ઊંચું મૂખ કરી બોલી શક્યો નહતો. **દેવળદેવી**એ તેની પાસે જતાં ત્યારે **દિલ્હી સરદારે** તેણીને અટકાવી, અને કેટલાક રજપૂતો તેના પર હલ્લો કરવાની તૈયારી પર આવ્યા, એટલે તુરત **કલોજી** માત્ર એ-ટલું બોલ્યો “ ભાઇઓ ? બસ કરો. આ લોકોને કંઈ ન કહો. એતો ચીઠીના ચાકર છે. મારા દુર્ભાગ્યે સર્વ બન્યું, તેમાં તે શું કરે ? તમે તમારે નગરમાં પધારો. હું તેને શરણ થઇને જઈશ. ” **કલોજી** એટલું બોલીને રડી પડયો. દોડીને પોતાની માતાને ભેટી પડયો, નમી પડયો, હાથ જોડી મુંગો ઉભો રહ્યો. બહુ પરિતાપથી પીડિત થતાં અનુકંપ થયો.

“ શરણ થઇને જઇશ ? **કલોજી** રાઠોડ ? રજપૂતોનો ચંદ્ર ?

**દેવળદેવી**ની કૂખનો વિજયી રાઠોડ ? શું કોઇને શરણુ જશે ? નહિ! અહીંથી **કલાજી** બદલે જનાર ઘણા છે. મ્હારો **કલો** બીજાને શરણ જાય, ત્યારે તો આ ભૂમીપર ક્ષત્રિય બીજ નાબૂદ થએલુંજ ન કહેવાય ?" તેની માતા **દેવળદેવી**એ પોકાર કરીને હિમ્મતથી કહ્યું. **દિલ્લી સરદાર** વચ્ચેજ બોલ્યો.

"યેહ ભાષણ કરનાં હોવે, સો દિલ્લી સરકારકી પાસ બોલના— હમકો જો હુકમ હય, વો બજાયગે, લહેને સિવા કછુ નહિ જાયગે !"

"બરાબર હય !" બીજા મુસલમાન સિપાઇએ કહ્યું.

"શા માટે ? તેણે શી ચોરી કરી છે ? કોનું ખૂન કીધું છે ? બોલો, શા માટે લઇ જાઓ છો ?" **દેવળદેવી** ક્રોધમાં બોલી.

"હમકો ક્યા માલુમ ? યેહી હુકમસે હમ જાનતા હય, કે વો કુછ ગુન્હા કે લીયે ગુન્હાગાર સજાવાર હય."

"માજી ? કંઇ ન પુછો. પેટ ફાટયું, ત્યાં પાટો ક્યાં બાંધશુ ? મને તું જવા દે—અરે—મને તું ત્યાંજ મરવા દે—મને તું રજા દે—મને ન રોક—" **કલોજી** કરગળતો રજા માગવા લાગ્યો.

"**કલાજી** રાઠોડ ? હમે મરશું. હમે નહિ જવા દઇએ. હમારા સરદારને હમે એમ તો કદી પણ નહિ જવા દઇએ" કેટલાક નગરજનો બોલ્યા.

"મ્હારી વફાદાર રૈયત ? તમારો સધિસારો આવી દુઃખની વેળાએ બહુ અમુલ્ય થઈ પડે છે. પણ મારે કહેવું જોઇએ, કે એ સધિયારો આપણને ભવિષ્યમાં દુઃખરૂપ થઈ પડશે. મને જવા દ્યો. કંઇક કાવતરૂ થએલું છે. જે હશે તે જણાશે. નિર્દોષતા કદી છુપી રહેશે નહિ. માતા ? મને રજા દે ? અને આ ગુણવંત નાગરિકોને લઇ જા—મારી તને ચિન્તા નહોય."

"ત્યારે તું પાછો કેમ અને ક્યારે આવીશ ? અરેરે ! પાપી-

# બ્હા. કલ્લો અને પ્રમાદસુંદરી.



કલ્લાજી રાઠોડને ખાતર અમે કેસરીયાં કરીશું.

પ્ર. ૧૦, પૃ. ૯૮.

ઓનું સત્યાનાશ જજો. મારા દીકરા પર જૂઠું તહોમત મુકનારનું નિકંદન નીકળજો. ફાટી પડજો—મરી જજો" **દેવળદેવી** રડતી રડતી બોલી. દરેકનાં હૃદય પીગળી ગયાં. ઉશ્કેરાઈ ગયાં—**કલાજી**એ સર્વેને શાન્ત કર્યાં, દિલ્લી સરદારને માન આપીને પોતાના પર વોરંટ આવેલું હતું, તેને શરણે થયો. તેઓ આઠ સ્વારની વચ્ચે રાખીને **કલાજી**ને લઈ ગયા. **કલાજી**ને આ ભેદ માલમ ન પડયો, પણ કાવતરૂં થયું એમ લાગ્યું. હવે તે દુનિયાના દુઃખથી બહુ કંટાળ્યો- **દેવળદેવી** રડતી કૂટતી રહી, નાગરિકો, **કલાજીની** શરમથી કંઇક બોલી શક્યા નહિ. સર્વે જોઇ રહ્યા, સર્વે રોઇને નગ્રમાં ગયા. **કલાજી** વોરંટને શરણે થયો.

કેવો દુઃખદાયક દેખાવ ? અકુલીન માદરને પેટે જન્મ લેનાર **અભયસિંહે, કલાજી**ને કેવો બદલો આપ્યો ? ખચિત ! શું દુનિયાનો એક અસાધારણ રિવાજ છે કે, હમેશાં ઉપકારનો બદલો અપકારથી વળે છે ? હા ! **કલાએ** જ્યારે **એમજ** જાણ્યું, ત્યારે બ્રહ્મચારી **કલો,** હવે વધુ વિટંબનામાં પડયો. આખરે દિલ્હીના તુરંગમાં અમલના સખ્ત દબાણ તળે કેદમાં રહ્યો, ભ્રમણામાંજ ભમ્યો.

**આર્યા**—સંપત્તિ વિપત્તિમાં, હર્ષ, શોક નહિ, અને ધિરજ રણમાં;
ત્રિભુવનની તે શોભા, વિરલા જનની જણે જગમાં.
( **હિતોપદેશ.** )

## પ્રકરણ ૧૧ મું.

### તારાના ખૂની તરીકે પ્રધાન પુત્ર.

**ગીતિ**

સમય સુચકતા સાચી—શરીર સંભાળવા તણી, દાલ:

યાદદાસ્ત એ રક્ષા, દુસ્મન કર તન જાતાં મન ધાર.
સુર્ણોને દીનની પીડા, રક્ષણ કરવું યથાર્થ શક્તિથી:
સગુણી નર તે સાચો, પીડા સ્હેતાં પળેજ ભક્તિથી.

---

દિલ્લીના દરબારમાં દગલબાજી કરીને **કલાજીપર** વોરંટ કઢાવ્યું, અને **કર્નલ લેલી**થી છુટા પડીને તથા **અભયસિંહ**ને માન અપાવીને હીચકારો **તર્કપ્રસાદ**, જોધપુર તરફ ચાલવા માટે **અભયને** ઉશ્કેરવા લાગ્યો. **અભય** તો **તર્ક**ના યંત્રની ચાવીજ હતી, એટલે તરત શાહની પાસેથી રજા લઇને બન્નેજણ જોધપુર તરફ ઉપડી ગયા—કનિષ્ટ કૃત્ય કર્તા **તર્કપ્રસાદ** હજુ પોતાના લોભથી સંતોષ પામ્યો નહિ. **કલાજી**ને કેદ થએલો જોયા પછી **તારા**નું ખૂન કરવા માટે **અભય**ને રસ્તામાંજ સમજાવા લાગ્યો. નમ્રપણે—શાન્તિથી—અને મીઠ્ઠી ભાષામાં તરકટી શિયાળ બોલ્યો.

"મ્હારા શિરછત્ર નામદાર ? આ તમારો નોકર, પછી જોઇએતો નિમકહરામ ગણો વા નિમકહલાલ માનો—પણ—

"મ્હારો નિમકહલાલ, મ્હારો જીગરજાન મિત્ર તું—" **અભયસિંહે** ઉશ્કેરાઇને વચ્ચે કહ્યું.

"તો જો નોકરપર વિશ્વાસ હોય, તો મારૂં એક કહેલું ખરૂં માનો. જો કે મારો તેમાં માત્ર એટલોજ સ્વાર્થ છે, કે મ્હારો, મહારાજા **અભય** સુખી થાય, તો મારી આંખને વધુ શીતળતા થાય, પણ તે ક્યારે ઠરે ? **કલાજી**નાં અધમ પાપને શરણ થએલી અમારી માતા—પણ આપની નિમકહરામ રાણી **તારા**નો રસ્તો થાય તો ?—

"**તારાનો** રસ્તો થએલોજ છે. તેને ખૂનથી જાન લ્હેવાનો પ્રથમથીજ પક્કો. ઠરાવ કરેલો છે. માત્ર તમને હુકમ આપવાનું બાકી—

"સેવક હાજર છે. **તારાના** સુખથી વિમુખ થએલા મ્હારા દાતા ? એ પાપથી ભરેલી અપવિત્ર સ્ત્રીને તેનાં બુરાં કર્ત્તવ્યનું ફળ ચખાડવા હું રાજી છે, એમજ નહિ પણ આપને બીજી ઉત્તમ ખવાસની મ્હોરદાર સાથે લગ્ન કરાવી આપવાને પણ સેવક તૈયાર છે. પણ નેકનામ ? આપની પાસે મ્હારી એક વિનંતી છે "

"ખુશીથી ફરમાવ—**તર્કપ્રસાદ ! તર્કપ્રસાદ !** તારા ઉપકારનો બદલો કયારે વાળીશ ?"

"બદલો ? મ્હારા અન્નદાતા ! મ્હારા ઉપકારનો બદલો વળેલોજ છે. તમારી કૃપા છે, એજ બદલો પૂરતો છે. પણ કહેવાનું એજ કે—

"અચકાવું શા માટે જોઇએ ! **તર્કપ્રસાદ ?** હું રાજા છું, એ ખરૂં: અને તું મારો મંત્રી છે, એ પણ ખરૂં; પરંતુ જેમ સ્ત્રી અને પુરૂષના બે અંગ મળીને આખું અંગ કહેવાય છે: તેમ રાજા અને મંત્રી મળીને એક અંગ થાય છે. ત્યારે આપણાં એકત્ર થયેલાં દીલમાં અર્ધ ભાગ ગુપ્ત અને અર્ધ ભાગ પ્રગટ રહેવા નહિ જોઇએ—બોલ ? "

"શાન્ત થાઓ, જોધપુરનો સીમાડો આવ્યો છે."

"હવે શાન્ત થવાને વાર છે. જ્યાં સુધી એ ચંડાળ સ્ત્રીનો વધ ન થાય, ત્યાંસુધી હું શાન્ત નહિ થાઉં. જો શાન્ત કરવો હોય. તો તેને મારી નાખ. નહિતો હું આપઘાત કરીશ. આ સ્ત્રીના પાપમાં મારો જાન આપીશ. "

"શું ક્ષત્રિય લોહી નાબૂદ થયું ? રજપૂત બચ્ચો સ્ત્રીથી ડરીને હીચકારો થાય ? અરે પૃથ્વી રસાતાળ જાય, તોપણ ક્ષત્રિય પુત્ર બાયલો બની જાય ? નહિ—નહિ—કદીજ નહિ. ઓ નેકવંત રાજા ? તે ચંડાળ સ્ત્રીને હું જાતે જઇને ઠાર કરૂં. તારી આંખમાં પ્રજળતો

કીનો હુંજ શાન્ત પાડું. તારા માટે હુંજ મારો જાન આપું. ચાલ-નગ્રમાં ચાલ-**તારાને** સાંબરદેવીની યાત્રા માટે માત્ર મારા બે ખાનગી માણસ સાથે મોકલ, હું મ્હારા **પૂત્રને** મોકલીશ. "

"ના-ના-મને નગ્રમાં ન લઇ જા-મને મારા મેહેલમાં ન જવા દે. અરે, એ રંડાનાં દર્શન કરવા મને ના તેડી જા. મને અહિંજ મરવા દે."

"તેમ નહિ બનશે. તેમ થવાથી નાહક આપણે દુશ્મનના પંજામાં સપડાઇ જઇશું. રાજનાં કાજ ઘણા ગંભીર છે, અને તે છેવટ સુધી ગંભીર રહેવાં જોઇએ! ચાલો, મારા અન્નદાતા? તમારી મરજી પ્રમાણેજ થશે."

"તૈયાર છું. ચાલ, મારા નેકદાર વજીર? તૈયાર છું, તેડીજા. તારે ગમે તેમ મને કર. રાજનું કાજ તારા હાથમાં છે, હું પણ તારોજ છું. પણ સબર, તારો પુત્ર આ કામ કરવા જશે? તેના જવાથી નાદાની તો નહિ થશે?"

"નહિ. ભય રાખવાનું કંઇ કારણ નથી, **અભયસિંહ**? તમે **અભયસિંહ** થઇને ભય કેમ રાખો છો? મારો પુત્ર તે કાચો હશે?"

"ભાઇ? થાય તો નહિ, પણ તે ઘાનતનો સાચો, ને સાથે લાગો ભોળો ભટાક છે. વળી તેથી **તારા**, તેને ચાહે છે, ને **કલાજીનો** તે માનીતો છે."

"ફિકર નહિ. તમે ચાલો; અને હું મારા પુત્રને **તારાના** ખૂનને માટે મોકલીશ. જો તેનામાં પણ કદી ભિન્નતા થશે, તો ઓ રાજા? તારે ખાતર તેનું પણ વેર ખૂનથીજ લઇશ."

"શાબાસ-શાબાસ-કેવો ઉપકાર? કેવો પ્રધાન? દરેક રાજ્યમાં આવા પ્રધાન હોય તો કેવું સારૂં?"

"કેવું સારૂં? બચ્ચા તું બહું દિવસે સપાટામાં આવેલો છે.

તું જાણતો નથી, કે **તર્ક** જેવા ઝેરી નાગના સપાટામાં સપડાયા પછી તું કેવી રીતે સુખેથી રાજ ચલાવવાનો હતો ? અપમાન પામી, હડધુત થઈ, ધિઃકાર પામી નીકળેલો **તર્ક**, હવે તને છોડવાનો હતો ? ઘણા રાજ્યના **પ્રધાન** છે, પણ આ નાગર બચ્ચો જૂદોજ છે— જાણતો નથી કે ન્હાર અને નાગથી બનેલો નાગર છું ? ”

**તર્કપ્રસાદ** એમ મનમાં બોલી—કંઈક બબડીને તે ઉઠ્યો. **અભ** જેવા ભમેલા ભૂતને ઘોડે બેસાડયો. અને ત્યાંથી મારતે ઘોડે નગ્રમાં ગયા.

વાંચનાર ? **તર્કપ્રસાદ શું** સમજે છે, કે એ ઘડીની દીવાની આ ફાની દુનિયાની જીંદગી સફળ કરવાને અબળિષ્ટ છે ? પણ મદાંધ થએલો લંકપતી ન સમજ્યો, ત્યાં **તર્કની** શી વિશાત ? ત્યાં પછી **અભયનું શું** ગજું ? ખરૂં છે કે, વિદૂર નીતિમાં વર્ણવ્યા **પ્રમાણે** છ જણ નિંદ્રા ત્યાગી હોય છે. ચોર—વ્યભિચારી—વિયોગી—લોભી—સ્વાર્થી અને કૃતઘ્ની ! **તર્કપ્રસાદ**માં એક ગુણ સિવાય દરેક ગુણો પ્રકાશી રહેલા હતા, એટલે શોકયનાં સાલની પેઠે આડી રહેલી **તારાનો** પણ ઘાટ ઘડયા પછીજ તેને નિરાંત વળે તેમ હતી, તેથી **પ્રભાત** થતાંજ તેણે પોતાનો દાવ ચલાવવા માંડયો. ખરૂં છે કે કળિ કાળમાં તો લોંડીયા લખેશરી, અને ભોળીયા, ભીખેશરી કહેવાય છે, તેમ સદ્‌ગુણી, અભાગી અને દુર્ગુણી, સભાગી હોય તેમાં નવાઈ નથી. **કમળાની** આંખે પીળું જોનાર આદમી દરેક સ્થળમાં પીળાશ જુએ છે, તેમ અધમ માનવીઓ પણ પોતાના અધમ ખવાસથી દુનિયાના દરેક ભાગમાં વસેલી વસ્તુને પણ તેમજ માની લે છે. ખૂદ ઝાડ પોતેજ પોતાના સમાંન પોતાનાં ફળને માને, તો બીજાં ફળને તેમ માને, એ આશ્ચર્યજનક કેમ કહી શકાય ? **તર્કપ્રસાદે** તેમજ માન્યું. પોતાનો એકનો એક, અને તે પણ વિદ્વાન

અને ગુણવાન બાળકને પોતાના સમાન માનવા લાગ્યો, પણ પોતે કરેલી બહાદૂરી અને તેથી ડૂબી ગયેલી દીવાની મેળવવાની હકિકત ન કહેતાં તેની ખાનગી વાત નવી સ્ત્રીને કહેવા દીવાનખાનામાં ગયો. અને તેને હરખાવીને પછી નવી સ્ત્રીની વધુ સલાહ લઇ પોતાના અધમ કૃત્યમાં સામેલ કરવા પોતાના પુત્ર પાસે જવા વિચાર રાખ્યો. આ હકિકત પુત્રવધુએ સાંભળી લીધી.

વાંચનાર? પ્રથમ તેણે તેના પુત્રને દરબારમાં બોલાવ્યો. પણ તે ન ગયો. જો કે તેનું એક કારણ હતું, તો પણ પોતાના પુત્રે જ્યારે પોતાનેજ અપમાન આપેલું જોયું, ત્યારે તે રીસ ચડાવતો ક્રોધથી પ્રજ્વળિત થતો **તર્કપ્રસાદ**, તેની પાસે આવ્યો. અધમ કૃત્ય કરીને, **તારાને** નગ્રમાંથી દુર કરીને, ફરીને જોધપુરનો રાજમેહેલ તો શું, પણ સીમાડો જોવાને, બલ્કે એજ જન્મમાં દુનિયા જોવાને પાછી ફરી ન શકે, તેવો ઘાટ ઘડીને આવ્યો. માત્ર તેના પુત્રને ખૂનીનું રૂપ આપતો આવ્યો. આપ અખ્ત્યારીમાં મશહુર થએલો મિજાજી **તર્ક**, પોતાના પુત્રની દરકાર કરતે નહિ. કેમકે તેના સ્વભાવને તે તે જાણતો હતો, તો પણ "પોતાની આજ્ઞામાં રહેલો પુત્ર પિતાનું વચન નહિ ઉત્થાપે" એ મિષે તો નહિ, તેના મનની સલ્લાહથી તો નહિજ, પણ તેના પૂર્વનાં કૃત્યથી ઉત્પન્ન થએલી પાપ બુદ્ધિએ પ્રેર્યાથી, તે પોતાનું પાપ ખુલ્લું કરવા આવ્યો. માત્ર તેના પાપાત્માએ ઉશ્કેર્યો. તદ્દન અંધ બનીનેજ આવ્યો. પોતાનું અધમ કૃત્ય એની કને ચાલશે નહિ, તે છતાં–પોતાની જોખમ ભરેલી જીંદગીનો જંજાળી જીવડો શુદ્ધ કરવા આવ્યો. કુદરતેજ પ્રેર્યો–અને અંતે તે સપડાયો, તેને ભાન રહ્યું નહિ, તેથી અવિચાર હાનીકારક નીવડયો. અંતે તેજ શરણુ થવા લાગ્યો, આત્માને દર્શનીક પુરાવો દેખાયો, પણ લોભી તર્કનું મન સમજી શકયું નહિ–અધમ શેતાન

**તર્કપ્રસાદ,** પોતાના નેક બાળકને, ફરેશતા જેવા નિર્દોષ ને દાના દીકરાને હલકી પંકિત પર ચડાવા, અવળો માર્ગ બતાવા, બાપ તેવા બેટાની કહેવત દઢ કરવા, અને પોતાના જેવો પાપિષ્ટ બનાવા, તેના શયનગૃહમાં આવ્યો. ક્રોધાતુર છતાં ગરજને ખાતર ગંભીર થઇને તેની પાસે ગયો.

સાંજ પડવા આવી હતી. નગ્રમાં નુતન ચર્ચાએ જન્મ લીધો હતો, એ વાત બન્ને જણના જાણવામાં આવી હતી. તો પણ તેજ રાત્રીએ **તારાના** ખૂનનો પ્રપંચ ઘડી કહાડવાને કંઇક છુપી અને કંઇક જાહેર ગોઠવણ થતી હતી.

વાંચનાર ? **તર્કપ્રસાદે,** પોતાના પુત્રને આજ્ઞાનુસારી પુત્રનું રૂપ આપ્યા છતાં, તેને દરબારમાં બોલાવ્યો, ત્યારે કેમ ન આવ્યો હશે ? એ વિષે કેટલીક હકિકત જાણવી જરૂરની છે.

" ઘેર ઘેર માટીના ચૂલા " એ દેશી કહેવત મુજબ **તર્કપ્રસા-દની** નવી સ્ત્રી સ્વભાવની કઠોર, અદેખી અને ચંડાળ હતી. **તર્ક-પ્રસાદ** જેવા તરકટી, પ્રપંચી અને શેતાનને પણ એ સ્ત્રી ધમકી દઇને ડરાવતી હતી. સંતાનહીણ સ્ત્રી **તર્કપ્રસાદના** લાડમાં છકી હતી, એટલે હવે વખત જતે હઠીલી, નાદાન અને મિજાજી બની હતી. **તર્કપ્રસાદે** તેવી બનાવી હતી. ધણીના ઘરની તેવી કેળવણી પછી તે **તર્ક** બીજાને શું દોષ આપે ? ધણીને ડરાવનારી ડાકયણ જો આટલી સત્તાથી **તર્કપ્રસાદ** કનેથી કામ લહે, તો તેના પુત્ર **કમળાપ્રસાદને** કેમ ન ધ્રુજાવે ? ગરીબ સ્વભાવનો, ડાહ્યો, શાણો અને ગંભીર **કમળાપ્રસાદ** આ જીવતી ડાકયણથી બહુ કંટાળી જતો જતો હતો, પણ પોતાના પિતાના માનને ખાતર તે કંઇજ બોલી શકતો ન હતો. જો કે **કમળાભાઇને** પોતાના પિતાનો સ્વભાવ ઘણો નીચ લાગતો હતો, તો પણ " રાજ્ય ખટપટનાં કામો એવીજ

રીતે ચાલે છે, તેથી તેવો માર્ગ પકડવો પડે છે" એમ પિતાનાં મુખથી સમાધાન થયા પછી તેને એ બાબતથી દૂર રહેવું ઠીક લાગતું હતું. અને નવી માતાના વખત બે વખતના કઠોર શબ્દથી અને તે પણ ગરીબ ગાય જેવી પોતાની નિર્દોષ પત્નિ **વીણાગવરીને** એ શબ્દોથી તાડન થતું હોવાથી. તેને બહુ લાગી આવતું હતું. આજ કારણસર તેને પોતાના પિતાનું અપમાન કરવું પડયું હતુ. પોતાની પત્નિ આજારી હતી. તેની સારવાર કરવાનું કામ ખાસ **કમળાપ્રસાદને** માથે આવ્યું હતું. એટલે તેને છોડીને બહાર જઈ શકાય તેમ નહતું. તેથી આવેલા સિપાઈને જો કે તેણે ઘણે ગંભીર શબ્દે જવાબ આપ્યો હતો, પણ અદેખી નવી સ્ત્રીએ સીપાઈને ભંભેરીને મોકલ્યો હતો. ને તે હકિકત **તર્કપ્રસાદને** કાને પડવાથી તે રીસે ભરાઈને પુત્રની પાસે આવ્યો હતો. જો **તર્કપ્રસાદને** તેની આ વખતે કંઈ ગરજ ન હોત, તો તેજ વખતે પોતાના એકના એક સંસ્કારી પુત્રને તેવી આજારી ઓરત સાથે ઘરમાંથી કહાડી મુકત. માત્ર નવી રાણીની સમજાવટથીજ જુદો કરતે, પણ આ ગંભર સમયે તેમ બન્યું નહિ. **તર્કપ્રસાદ** ગૃહમાં પ્રવેશ કરે. તે અગાઉજ **કમળાપ્રસાદની** કિર્તી ગવાઈ, પણ તરત **તર્કપ્રસાદે** તેને ધમકાવીને ચુપ રહેવા કહ્યું. નવી સ્ત્રીને આ વખતે બહુ માઠું લાગ્યું. તેણે સ્ત્રીચરિત્ર કરવા માંડયું. પણ તેની કને નિર્બળ બનેલા **તર્કે** પોતાના મનનો ઉપર ઉપરથી સ્વાર્થિ ખુલાસો કર્યો, એટલે એ કર્કશા ચુપ રહી. અને પોતાના ભાણીયા પટેલને **કમળાશંકરના** શયનગૃહમાં તેને બોલાવા મોકલ્યો. તે પોતે દિવાનખાનામાં બેઠો, નવી રાણીને મહા મહેનતે ત્યાંથી ખસેડી મૂકી. જોકે તે છુપી રહીને સાંભળ્યા સિવાય તો રહીજ નહિ, **તોપણ પ્રગટ દેખાતી દૂર થઈને એક તરફ ઉભી રહી. કમળાપ્રસાદ તરત ત્યાં આવ્યો, ને ક્રુર કથન શરૂ થયું.**

"કેમ ભાઇ? કંઇ બહુજ કામમાં રોકાયો છે?" **તર્કપ્રસાદે** નમ્ર સાદે કહ્યું.

"હા, જીકાકા? હું લગાર ઓસડ આપીને દરબારમાં આવ-તોજ હતો, તેટલામાં—

"તેટલામાં વહુજીએ ના કહ્યું, એટલે ભાઇજી ન આવ્યા." નવી માતાએ અંદરથીજ કહ્યું.

"તમને કહ્યું કેની કે હમારા બે જણની વાત વચ્ચે તમારે બોલવું નહિ જોઇએ? જાઓ બેસો." **તર્કપ્રસાદે** મર્મમાં ધમકી આપીને કહ્યું—નવી છુપાઇ ગઇ.

"જીકાકા? આ કંકાસ કરતાં મને રજા આપો, તો હું જુદે ઠેકાણે રહું. અમારે માટે તમારે કેટલો સંતાપ વેઠવો? પુત્ર તરફનું સુખતો નથી. પણ નામનું સુખ પણ ન મળે?" **કમળાપ્રસાદે** ગદ-ગદ કંઠે કહ્યું.

"કંઇ નહિ દીકરા? સહુ થઇ રહેશે. સુખ અને વૈભવના દિવસ પણ આવ્યા છે—ડૂબી ગએલી દીવાની મેળવી છે. પણ હવે બેટા? તારે જરા રાજકાજમાં વધુ ભાગ લેવો જોઇશે."

"લઇશ—મારે પણ તમને કહેવુંજ હતું, પણ મારૂં ચિત્ત સ્થિર નથી, તેથી મુલતવી રાખ્યું હતું."

"હું સમજું છું. ભાઇ? તારી વહુની તબયત સારી છે?"

"હા—પણ—"

"અચકા ના—હું જાણું છું, કે તેની ઘટતી સારવાર થતી નહિ હશે—હવે હું પણ નિવૃત્ત થઇશ, એટલે સરવે ઠીક થશે. પણ મને નિવૃત્તી ત્યારે આવશે, કે જ્યારે મારા કામનો કંઇક બોજો તું ઉ-ઠાવી લઇશ તો."

"શા માટે નહિ ઉઠાવું? હવે તો થોડો નહિ પણ સઘળો

ઓજે મારે ઉઠાવવોજ જોઇએ. ”

“ ત્યારે હાલ તો હું તને કંઇક તેનો ભાગ સોંપું છું. જો ભાઇ ? રાજ્યનાં કામ છે, તેમાં નીતિ, પ્રમાણિકતા અને સત્યતા ચાલશે નહિ–

“શું એ ત્રણ વસ્તુપર આધાર રાખીને કામ લઇશું, તો તે ના કહેશે, જીકાકા ? એથી તો દરેક માણસની ફતેહમંદી થઇ શકે છે. ”

“ રાજ્યનાં કામ કઠણ છે. તેની અંદર ચંચળ, ચકોર, પ્રપંચી, અને દગલબાજ આદમી હોય તો ચાલી શકે. દેશી રાજ્યકળા તારે શીખવી બાકી છે. પણ એક તક આવી છે. જોઉછું કે મારી દીવાની તું કેમ સાચવી શકે છે ?”

“ કહો તો ખરા ? બનશે તેટલું તો કરીશ. ”

“ ભાઇ ? કામ ઘણું બારીક અને જોખમ ભરેલું છે. જો એ કામ તું સફળ કરી આવે, તો આ જોધપુર રાજ્યની દીવાની તો શું, પણ રાજ્યની સઘળી સત્તા તને અપાવું. અને હું નિવૃત્ત થઇને હવે વૃદ્ધાવસ્થા ગાળવા ઘરમાં બેસું. ”

**તર્ઁપ્રસાદ**, પંચતંત્ર માંહેની એક સિંહ અને શિયાળની કથાનું કથન કર્યું.

“ કહો–ખુશાથી કરીશ. બારીક, જોખમ ભરેલું હશે, તો સંભાળીને કરશું. ”

“ **અભયસિંહ** મહારાજાએ **કલાજી**ને રાજમાંથી દૂર કર્યો છે. તે તારા જાણવામાં આવ્યું હશે, પણ શા માટે અને કોની સલાહથી દૂર કર્યો છે, એ તું જાણે છે ? એ સર્વ મારા પ્રતાપથી. **કલાજી** આપણી ગાદી દબાવી બેસે, ને આપણે તેની તાબેદારી ઉઠાવીએ, એ તે કંઇ બને ? આખરે મેંજ રાજાને સમજાવ્યો–એટલે એકદમ તેને પોતાના રાજ્યમાંથી દૂર કરીને દિલ્લીશાહ કને કબજ કરાવ્યો છે. ”

“ પણ તેમ કરવાને દરબારને શું કારણ મળ્યું ?”

" દરબારની માનીતી રાણી તારા સાથે ગેરવર્તણુક ચલાવતાં કુલાજીને જોવાથી તેને ખૂન ચડયું. એટલે કુલાજીને કબ્જે કરાવ્યો, અને તારાને ઠાર—

" તારાને ઠાર કીધી ! " કમળાપ્રસાદે ચમકીને પુછ્યું.

" ના, તૈયારીમાં છે. ને તે માટે હું તારી પાસે આવ્યો છું. તેણીને સાંબરદેવીની માનતાને બ્હાને અહીંથી હમણાંજ રવાના કરી છે. અને તને દરબારમાં બોલાવવાનું કારણ એજ હતું, કે તે ચંડાળ રાણીને ઠાર કરીને પતો ન લાગે, તેમ દાટી આવવી. આ કામ તને સોંપવામાં આવ્યું છે. જો એ કામ આપણે નહિ કરશું, તો દીવાની જવાની. "

" દીવાની જાય, તો બહેતર, પણ પિતાજી ? શું આપણે એ કામ કરવું ? "

" તારી ભૂલ છે—એ અધમ માણસને સજાએ પહોંચાડવું, એ આપણો ધર્મ છે. જો તું આ કામમાંથી હાથ ઉઠાવી લહેશે, તો હું નક્કી સમજજે, કે ઠાકોર ને કોઇ રીતે સુખે રહેવા દેશે નહિ, ને મારાથી વચ્ચે આવી શકાશેજ નહિ. તને હું કહેત તો નહિજ, પણ હું અહીંથી દુર થાઉં, કે નક્કી કંઈ ઉથલપાથલ થયા સિવાય રહે નહિ. "

" તો બહેતર, મને સુખે રહેવા નહિ દેશો, એટલુંજ કેની ? ભલે—મને એ સુખ નથી જોઇતું. એવું પાપી સુખ તેને મુબારક, એક પવિત્ર સ્રીનું ખૂન ? કુલાજી જેવા દાનેશમંદ અને નેક આદમીને કેદ ? અજબ ! તારા ને કુલાજી વચ્ચે અપવિત્ર સંબંધ હોય નહિ—અને જોયું હોય, તોપણ જોયેલું ભૂલભરેલું હોવું જોઇએ. જો એ કારણેજ મને સત્તા આપવા ધારતા હોય, તો તે સત્તા કરતાં હું સત્તાવીણુ રહેલું ઉત્તમ ગણીશ. ખાલી અને પાપી મોજ કરતાં હું

મ્હારા સંતોષ અને સાચ વચ્ચે સુખી રહીશ, પણ આ કામ નહિ કરીશ. દાનાઓનો ધર્મ છે, કે જો કદી નિર્દોષ માણસનો પ્રાણ લેવાથી આપણો વૈભવ વધી પડતો હોય, તો તે વધી પડેલા વૈભવને દૂર કરીને, તેનો જાન બચાવવાની કોશિષ કરવી. તેમ કરવાથી પ્રભુ વધારે પ્રસન્ન થશે, પાપને બદલે પુન્યનો માર્ગ મળશે. અને આ દગલબાજીથી મેળવેલો ક્ષણિક જગતનો નાશવંત વૈભવ કરતાં અચળ અને સ્વર્ગીય વૈભવ મેળવવાને આપણે શકિવંત થઈશું. આપણે મરવું નથી? આપણને ઇશ્વરનો ડર નથી? સુવાની ને દીવાની શું અમર છે? ક્યાં આપણે હજારો પરભવ જીવવું છે? અને કદી જીવવું હોય તોપણ સદ્‌માર્ગ છોડી દુર્માર્ગ પકડવામાં શું લાભ છે? શું અમૃત પીતાં ધરાઇશું નહિ, કે ઝેર પીવાની ઇચ્છા કરીએ! જી કાકા? મારૂં માનો તો આ કામમાંથી હાથ ઉઠાવો. ચોરી અને ખૂન કદી છુપાં રહેતાં નથી, તેમાં આપણું ઘર ધોવાઇ જશે. અરે, રાજ્ય પણ પાયમાલ થશે."

"હવે એ ડાહાપણ મને નથી જોઇતું—તું આ કામ કરવા તૈ છે કે નહિ?"

"પણ હું કહુંછું, કે જો મહારાજાને સમજાવીયે, અને તારા દોષિત નથી, તેમ કહીએ તો?"

"તોપણ નહિ ચાલે—આપણે તેમાંથી હાથ ઉઠાવશું, તો બીજા તૈયાર છે. ત્યારે શું મળતો લાભ ખોઇ દેવો? આપણે ક્યાં પાપ કરીએ છીએ? રાજા કહે તે શું ન કરવું?"

"પણ કરાવનાર કરતાં કરનાર બેવડો ગુન્હેગાર થાય છે, તેનો કંઇ વિચાર?"

"વિચાર કરવાનું કંઇ કામ નથી. તું નહિ જાઇશ, તો બીજાને મોકલવો પડશે—અને તેમ થવાથી દરબાર આપણા પર પ્રસન્ન

થએલા છે તે ગુસ્સે થશે, ને વળી મંત્રીપદ ખુંચી લહેશે. ”

“ એવાં અધમ કામથી મેળવેલાં મંત્રીપદ કરતાં, ગરીબનું સાદું અને સુખી પદ હજાર દરજ્જે બહેત્તર છે. સુખ વૈભવની સરદારી કરતાં, સંતોષ સુરતરૂની છાયા આપણને લાખ દરજ્જે બરહક્ક છે જો મારૂં માનો. “ ચાર દહાડાનું ચાંદરણું ” તે પ્રમાણે સર્વે નાશ થશે. તમે તે માટે વૃદ્ધચાણાક્ય રાજ્યનીતિમાં વાંચ્યું નથી ?”

“ એ તારી ડહાપણ ભરેલી વાતો સાંભળવા હું નથી આવ્યો. પાપ લાગશે, તો તે નિર્વાણ કરવાના ઘણા રસ્તા છે. જવું હોય તો તૈયાર થા. નહિ તો તારી મરજી.”

“ એક કપટ કળાથી કામ કરીને, એક ખૂનથી વૈભવ મેળવીને, અને એક મહાપાપનો બોજો શીરપર ધરીને સુખ મેળવવું, તે કરતાં પિતાજી ? આ દુનિયાંથી ઊઠી જવું વધારે સુખદ છે. કહો, શું વિશ્વામિત્ર, હરિશ્ચંદ્રને રાજ્ય નહોતો આપતો ? શું કર્ણને તેનું સઘળું દ્રવ્ય ભગવાન ન હોતા આપતા ? પણ સત્યતા ? અરે ! સત્યતા ચૂકાવીને શું સત્યવાદી, રંગીલી દુનિયાના ખોટા ચળકાટ ભરેલા ક્ષણિક જગતપર મોહી પડયા ? નહિ, નહિ પિતા ? શા માટે મોહિ પડવું ? અગ્નિ પડો, એ વૈભવપર, આગ લાગજો એવી સત્તાપર. નહિ જોઇએ. કદી નહિ જોઇએ. ”

“ હું આ ચાલ્યો. હજી છેલ્લો જવાબ દે—હું દરબારમાં જઉ છું. અને તરત સ્વારની સાથે તૈયાર કરાવી ઘોડો મોકલું છું. વિચાર કરવાનું કામ નથી, રાજ્યનાં કામ તો એમજ ચાલે. તેં હજી અનુભવ્યું નથી, મેં તારા કરતાં બે દિવાળી વધુ જોઇછે. તું નહિ જાઇશ, તો અડચું ન રહેશે, પણ પસ્તાવું પડશે. જો હું જાઉં છું. ” એટલું બોલીને એકદમ ઘરની દેવડી છોડી **તર્કપ્રસાદ** દરબારમાં ગયો; અને **કમળાપ્રસાદ** પોતાની પવિત્ર પ્રિયાને આ ત્રાસ ભરેલી હકિકત

કહેવા આવ્યો. પણ તેણીના પલંગ પાસે જઇને જીભ ચલાવે, તેટલામાંજ તેના વિચારે તેને અટકાવ્યો. ચતુર સ્ત્રીએ તરત પ્રશ્ન કર્યો, પણ તેણીને જુદોજ ઉત્તર મળ્યો. ઘડીવારે ફરીને તેણે કહ્યું "પ્રાણ? મ્હારે થોડો વખત તારી કનેથી દૂર થવું પડશે."

"શા માટે મ્હારા વહાલા? આવી હાલતમાં મુકીને તમે ન જાઓ તે ઠીક. નહિ જાઓ તો નહિ ચાલે?—બોલોની?—શું ગુચવાડામાં પડયા? તમારૂં મ્હોઢું ઉદાસ કાં?"

"વ્હાલી? એક નિર્દોષ સ્ત્રીનો જાન જાય છે. હું ન જઈશ તો તેણીને ખૂનીઓ મારી નાંખશે. વાત બહુ લાંબી છે. પણ હવે હું આવીને કહીશ—મારા જીકાકા તેમાં કંઇ સામેલ હોય તેવુ લાગે છે. અફસોસ દુનિયાં?" **કમળાપ્રસાદે** નિશાસો મુકયો. "ખૂન થાય છે? જાઓ—વ્હાલા? તમારાથી બની શકે તો તે બિચારીને બચાવો—હું તમને રજા આપુછું—કોઇ બિચારી દુઃખિયારીનો વગર અપરાધે પ્રાણ જતો હોય, તો જલદી વ્હાર કરો. અરેરે! એવી વખતે શા માટે ખોટી થવું? વીલંબ શું? મને તમારા વિયોગે દુઃખ થાય તો ચિન્તા નહિ. પણ નાથ? તેનું ખૂન કરનાર અપરાધીઓને તો પૂરતી રીતે સજાએ પહોંચાડો. પણ તે કોનું ખન?

"**તારા** રાજમાતા."

"હા. તમારા પિતા તમારી નવી માતાને ખાનગી વાત કરતા હતા, તે મેં સાંભળી છે. **તારા** નિર્દોષ છે. અને **કલોજી** પણ નિર્દોષ છે. પણ તમારા જીકાકાએજ ખોટો કાગળ લખાવીને **અભયને** ભભેરી પોતે દીવાની લ્હેવા ચાહેછે, માટે ખચિત જાઓ. નહિ તો ભૂંડું **થશે.**"

"**હવે મને યાદ આવે છે, કે કલાજીને** પકડાવવા માટે **તેણે મ્હારી પાસે જૂઠો લેખ લખાવ્યો હશે. પણ ફિકર નહિ,** જો તેમ

હશે, તો હું મ્હારી પ્રમાણિકતા જાળવવા ખાતર, ને મ્હારા પિતાની ભૂલ કબુલ કરાવવા તથા નિર્દોષને દોષ મુક્ત કરવા ઇનસાફની અદાલતે ચડીશ, પણ ગુન્હેગારને કદી નહિ છોડીશ. તર્કપ્રસાદ મ્હારો પિતા છે, પણ પ્રમાણિકતા મ્હારો પ્રપિતા છે. લ્હે ત્યારે હું તૈયાર થઇને જાઉંછું" કમળાપ્રસાદ પલંગપરથી ઉઠ્યો—અને કપડાં પેહેરીને પોતાની પ્રિયાને ચુંબન કરી શયનગૃહમાંથી બહાર નીકળ્યો. ત્યાંજ શુભ શુકન થયાં. ઘોડો હયશાળામાંથી આવેલો તૈયારજ હતો, એટલે એકદમ તારા ગઈ, તે માર્ગની હકિકત પુછી ચાલ્યો. હવે અભય અને તર્કપ્રસાદ સંતોષ પામ્યા. જોકે તારાના ખૂની તરીકે પ્રધાન પુત્ર ચાલ્યો, પણ તેમાં કોનું ખૂન થશે, તે કોઇએ ન જાણ્યું.

---

## પ્રકરણ ૧૨ મું.

### વફાદારી એજ જફાકારી.

---

### શિખરિણી વૃત્ત.

હશે જ્યાં લુચ્ચાઇ, મનહર સુખો ને તખત ત્યાં,
હશે જ્યાં ભટ્ટાઈ, દર જન નમે આ વખતમાં;
હશે જ્યાં ચોખ્ખાઇ, સતૅવ્રત તણી આ જગતમાં,
હશે ત્યાં પીડાથી, તન રજળતું આ વખતમાં.

---

**કમળાપ્રસાદ**, એકદમ જોધપુરથી નીકળીને **તારાની** ગાડીને ભેટવા દોડ્યો. પણ માર્ગમાં તેમનું મગજ લગાર સુસ્ત થવા લાગ્યું. તબિયતના પ્રભાવે અથવા તો આ કાર્યના પરિતાપે કે ખૂની દેખાવની ગરમીથી પણ તેની આંખનું તેજ શરદ ગરમીના રોગીની પેઠે

ક્ષિણ થવા લાગ્યું. ધર્માવેશમાં આવેલા પ્રધાનપુત્રે પોતાની તબિયતની બિલકુલ દરકાર કરી નહિ. લગભગ **તારા**ની ગાડી અરધો મૈલ દુર રહી, તેટલામાં માર્ગ વચ્ચે હુકકો ગડગડાવતા બે મારાઓ મળ્યા. **કમળાપ્રસાદ** પોતાના ઘોડાની લગામ ધીમી કરી, અને ઉભો રહ્યો. મારાઓએ ઉઠીને સલામ કરી—પ્રધાન પુત્રે પુછ્યું. "કેમ રે અલ્યા? તમે ક્યાં જાઓછો?" "હાંકે બાપઝી હમીતો હમારો ધંધો કરવા ઝાઇએ સીએ. વઝીર હાબે દીએલો હકમ બઝાવા ઝાઇએ સીયે."

"વજીર સાહેબે શું કામ કરવાનો હુકમ આપ્યોછે?"

**કમળાપ્રસાદ**ને પ્રશ્ન ઉઠયો, ખચિત **તારા**નો વદ્ધ કરવા માટે મોકલ્યા હશે, એ વધુ શંકા પ્રાપ્ત થઇ.

"બાપુ, ઇતો **તારાબાઇ**ને મારી લાખવા કીધેલું સે."

"ચૂપ! ચૂપ! ચંડાળો? એ શું બકો છો?"

"ઇમાં હમને હું કહેતાસો? હમે તો સીડીના ચાકર?"

"તમે પાછા ગામમાં જાઓ. અને વજીર સાહેબને કહો. કે તમારો દીકરો એ કામ બજાવી લાવશે." "બાપરે! ઢયડાનું કામ નમે કરહો!" કસાઇઓ ચમકીને બોલી ઉઠ્યા. "હા. ગડબડ કરવાની કંઈજ જરૂર નથી. મને તેજ માટે મોકલ્યો છે. તમને શું કહીને અહીં મોકલ્યા છે?"

"હમને તો ઇમ કહીઊં કે તમી બેઇજણ ઓલી હામની ગાડી સેનાં, તીયાં ઝાઓ." "કેવી મૂર્ખતા? ગુપ્ત રાખવા માટે તો તેઓએ મને આ અઘોર કામ સોંપ્યું. પણ ખચિત, વિનાશકાળે વિપરીત બુદ્ધિ થઇ છે. એ બન્નેની અકકલ ઠેકાણે નથી. ખરૂં છે કે દીન દશા આવે છે, ત્યારે અક્કલનો દરવાજો બંધ થાય છે." એટલું મનમાં બોલીને કસાઇને કહ્યું, "ફિકર નહિ. જાઓ; તમે ગામમાં જાઓ—હું આ ચીઠી આપું છું. તે વઝીર સાહેબને આપજો." "જેવો

હુકમ " મારાએ વધુ પડપુછ કરી નહિ. પ્રધાનપુત્રે ચીઠી લખી આપી. અને મારાઓ જોધપુરને રસ્તે ચાલ્યા. જ્યારે પ્રધાનપુત્ર **તારાની** ગાડી તરફ દોડી ગયો.

વાંચનાર? હસ્તલેખ આપવાની તેને શી મકસદ હશે? હશે. તેની મરજી ન હશે, તો કુદરતે કલ્પ્યું હશે.

" મ્હારા નેકનામદાર રાજાધિરાજ જોધપુર મહારાજ **અભય-સિંહ,** અને વડીલ પીતાજીશ્રી **તર્કપ્રસાદ**–ગુપ્ત કામ કરવા નીકળવું, અને જગતમાં ઝાહેરાત આપવી, એજ રાજ્ય ચલાવવાની રીતિ કે? **તારાને** મારનાર કસાઇઓ " કોઇ પાસે તે વાત કદી ન દેશે " એ સંશયાત્મક બાબત નથી? આ **શું** સુઝ્યું? **તારાનું** કામ કરવા હું જાતેજ ગયો છું. સંતોષ થશે, તેમ કરીને હું ઝડપથી આવીશ–"

લીં° **કમળાપ્રસાદ.**

આ પત્ર જોધપુર પહોંચે, અને પ્રધાન પુત્રની ચાતુર્યતા પર **અભયસિંહ** અને **તર્કપ્રસાદ** આફરીન થાય, તે પેહેલાં તો એ બન્ને અધમ માનવીઓને શિક્ષાએ પહોંચાડવાનું નક્કી કરીને પ્રધાન-પુત્ર જોધપુર પહોંચી ગયો હતો. અધમ માનવી હમેશાં નીચકામ કરવામાં ઇશ્વરની મદદ માગે છે, પણ જો તે પોતાની મૂર્ખતા સમ-જતો હોય, તો તેવું કરે શું?

**તારા,** જે રાત્રિથી **તર્કપ્રસાદની** ભૂલભલામણીના મંડપમાં ભૂલી પડી છે, તે વખતથી તે દીવાની જેવી ભમતી હતી. તેવામાં વળી **કુલાજીને** ગએલો જાણી તેનું મન બહુ ખેદ પામવા લાગ્યું હતું. તેણીને જોકે **અભય** અને **તર્કપ્રસાદે** કરેલા કાવતરાંની બિલકુલ ખબર ન હતી, તોપણ **કુલોજી** જ્યારે દિલ્લીસુલતાનના વૉરંટને શરણે થઇને કેદી થયો, એ વાત તેના કાને આવી હતી, અને જો કે તેનું શું કારણ હશે, એ તેનાથી કંઇ પણ રીતે કલ્પી શકાય તેમ લાગ્યું.

તોપણ તે વખતથી તે અત્યંત રિબાતી હતી. **અભયસિંહ** તરફ એ સુંદરી પોતાની પવિત્ર ફરજ બજાવ્યા સિવાય બિલકુલ ભિન્ન વિચારથી જોતી ન હતી. તોપણ તેના અંતરની ઉર્મી તે પોતાના અંગમાંજ દબાવીને આત્માને દુઃખી કરતી હતી. તે મનમાં ને મનમાં બહુજ દુઃખી થતી બોલતી હતી—"પોતાના ભાગ્યમાં આવો પતિ મળવાનો હશે? કોટીપ્રયત્ને પણ આખરે ભાગ્યરેખાજ ખરી કરતી હશે? અમૃત સરખું ખાવા મુકેલું અન્ન પણ હૃદયમાં વિકારરૂપ થવાથી છોડવું પડતું હશે? હા—હવે શું થાય? માત્ર એજ માર્ગ છે, કે પોતાના પતિને કળવિકળથી સ્વાધીન કરવો—અથવા તો તેને સુખી કરવા ક્યાંએ પણ ચાલી જવું. સ્ત્રીની ખુબી—મહત્તા અને ડહાપણ ત્યારે જણાય કે, પોતાના પતિની અઘટિત ચાલ પોતેજ નાબૂદ કરાવીને વિમૂખ પતિને પોતાનો કરી લ્હે. મારે હવે બીજો ઉપાય નથી." આજ વિચાર દૃઢ કર્યો. સગુણી સ્ત્રીનો ખરો પ્રભાવ દર્શાવવાને તેણે દુઃખી હૈયાને વજ્ર બનાવ્યું, દુષ્યંત અને શકુન્તલાનો વિયોગ સુખરૂપ માન્યો. માણસપર વિપત્તી આવે છે, તે પછી તે સહન કરવાને દૃઢ બનતાં મહાભારત આફતને તે દૂર કરવાને શક્તિવાન થાય છે. માત્ર નિખાલસ દીલ છતાં આંખના વિકારથીજ તેવું દેખાતું હતું. અને તેથી તાજા રંગપર નવી પીંછી ફેરવીને આગલા રંગને નાબૂદ કરવાની હિમ્મત આ એક અબળા જાત કરી શકતી હતી. જોકે તરત તે બહુ રિબાતી હતી. આજારી પડી હતી—માંદગીનું બિછાનું સેવતી હતી. **અનાથ તારા** આખરે અનહદ વિપત્તી વેઠીને પણ આ પ્રકારની આફતમાં અંતે મરતી હતી. અભાગી અબળાનું ઈશ્વર સિવાય આ સમયે કોઇ ન હતું, પવિત્રતાના પ્રચંડ વૈમાનમાં પ્રવાસ કરતી સત્યતાના સકળ પાર્ષદોની કાંધપર ચઢીને સત્ય સ્મરણ કરતી હતી, તોપણ મનમાં બહુ પ્રકારનું ચિન્તવન કરતી હતી. મરવા પર તેને

હવે સંતુષ્ટતા ઉત્પન્ન થઇ હતી. થોડો વખત થોભીને ખરી હકીકત જાણવા પછીજ માર્ગ મેળવવા ધાર્યું હતું. અંતે માર્ગ મળી ચુક્યો હતો. "અંતે ધર્મેજય" એ વાક્ય સત્ય પડયું હતું. સત્યતાએ તેણીને યારી આપી હતી—સતીઓમાંહેની આ સતી પણ અંતે સત્યનાથી પાર પડી હતી.

**તારા**ને છોડીને ગાડીવાળાને જોધપુર ચાલી આવવા માટે દરબાર તરફથી જે સ્થળ નક્કી કરવામાં આવેલું હતું, તે સ્થળમાં ગાડી સાથે સર્વ આવી ચડયાં, અને ગાડીવાને ત્યાં ગાડી છોડીને બળદને શ્વાસ નાખ્યું. આ વખત સુધી **તારા** બિલકુલ જાણતી નથી, કે પોતાને માથે કંઈ પણ કપટ રચાયેલું હોય! "પોતાની પાછળ **અભયસિંહ** આવે છે, અને સાંબરદેવીને પગે પડવા જવું છે, માત્ર એટલુંજ." સાથે દાસ દાસીઓ નથી, તેથી પણ તેણી કપટ કલ્પી શકી નહિ. માત્ર **અભયસિંહ**નો મન ઉતારો થવાથીજ તે પાછળ આવનાર છે, એમ માનવા લાગી. સાંબરદેવીના મંદિરમાં જઇને તેણીએ વિચાર રાખ્યો હતો, કે જો **અભયસિંહ**ને ત્યાં સમજાવતાં, નહિ માને તો પોતે જાતે એ દેવીને પોતાનું લોહી છાંટીને દેહ પાડવો. અંતે મરવું. છરો સાથેજ રાખ્યો હતો. છેલ્લો ઉપાયજ એ હતો. પણ એ કલ્પેલા વિચારો અને યોજેલા ઉપાયો આ વખતે કંઇજ કામમાં આવ્યા ન હતા. તેણીને તેજ વેળાએ ગાડીવાને કહ્યું કે "બાઇસાહેબ! હું આંહીથી જાવાનો. બસ, હુંને આંઇ હુધી મુકવાનું દરબાર હાએબે કીધેલુંસે" **તારા** આ વાત સાંભળીને ચમકી ગઈ. તેણીને એનું ભાન ન રહ્યું. આ ગાડીવાન લગાર ગભરાયો. **તારા** બોલી શકી નહિ, ઉતર આપી શકી નહિ, ત્યારે ફરીને ગાડીવાને કહ્યું." બાઇ? જે કોઇ આવવાનુંસે તે આવહે. સાંભળોસ કે? હું હવે જાઉંસ." એટલું બોલી બળદીયાંને ગાડીસાથે જોતરવા લાગ્યો.

ત્યારે **તારા** તેને અટકાવતી બોલી "ત્યારે હું અહીં એકલી રહીને શું કરૂં ? દરબારે તને એમ શામાટે કહ્યું હશે ? શું મને જંગલમાં છોડી આવવા માટે તું આવ્યો છે ? સાંબર માતાને પગે પડવાની વાત જુઠી ? કપટ છે ? આ સર્વ વાત દગાથી ભરેલી છે ? હાય ?" **તારા** ભૂમિપર પડી ગઇ. તેના મગજમાં ભ્રમણાએ વધુ પ્રવેશ કર્યો. તેણી તદ્દન નિર્બળ અને નિરાધાર થઇ ગઇ. ગાડીવાને તેણીને ઉઠાડવાની ઘણી કોશિષ કરી, પણ તેનાથી કંઇ વળ્યું નહિ. ભોળો ગામડીયો આ દેખાવ જોઇને બહુ દુઃખિ થયો. તેના મનમાં દયા ઉત્પન્ન થઈ. દરબારની આ પ્રકારની રીત જોઇને તેને નવાઇ લાગી. અજાણ્યા અને એક નાદાન ખેડૂતને અંદરની શું ખબર હોય ? પણ ઉપરથી એમ વિચાર્યું, કે નક્કી કંઇ ભિન્નભાવ થએલો છે ! ખેડૂત, **તારાને** છોડીને ચાલી જવાનું બોલી તો ગયો, પણ જ્યારે **તારાની** આવી હાલત જોઈ, તે પછી તેને ડગલું પણ દૂર ચાલવાની હિમ્મત આવી નહિ. જો કે પ્રધાનના કહેવા મુજબ કોઇ પણ પાછળ તો આવનાર છે. અને તે વખતસર ન આવે, તો પણ છોડીને ચાલી આવવા કહેલું હતું, પરંતુ આ નિર્દોષ ગામડીયાને પોતાની માનવંતી મહારાણીને આવી રીતે રિબાતી હાલતમાં મુકીને, અને તે પણ જંગલમાં હવે એકલી છોડીને ચાલી જવાને તેનું મન બિલકુલ કબુલ કરવા લાગ્યું નહિ. જંગલ વેરાન હતું. વખત રાત્રિનો હતો—સારે નશીએ ચંદ્ર પુર્ણિમાનો હતો. તો પણ એકાન્ત સ્થળ વધારે ભયાનક લાગતું હતું. ફક્ત ઘાતકી પશુ પ્રાણીનો ભય હતો, તો પણ કદાવર ગાડીવાન કોઇની બીક રાખ્યા સિવાય **તારાના** રક્ષણ માટે ઉભો રહ્યો હતો—અને તે શુદ્ધિમાં આવે, તો પણ પ્રધાન પુત્ર અથવા બીજા કોઇ ન આવે, ત્યાં સુધી ત્યાં થોભવાનો તેણે નિશ્ચય કર્યો હતો—દરમ્યાનમાં તો પ્રધાન પુત્ર, જેમ દ્રૌપદીની વ્હાર કરવા ભીમ-

સેન ચડી આવે, તેમ તે ત્વરાથી ચડી આવ્યો. ગાડીવાનને **તારાની** ખબર પુછી. મુર્છામાં પડેલી **તારા**ની કેટલીક હકિકત કહીને ગામડીઆએ જોધપુર જવા રજા માગી. પ્રધાનપુત્ર તેને જવાનો હુકમ આપે, તે પેહેલાં ગાડીમાં ગયો, અને **તારા**ને ઉઠાડવા લાગ્યો. **તારા** ઘણી વારે ઉઠી–પ્રધાનપુત્રને જોઇને તે બોલી "તમે કોણ છો? મને શું કરવા દુઃખિ કરોછો? તમારી શું મરજી છે?"

"બાઈ? ગભરાઓ નહિ–હું રાજ્યનો માણસ છું. તમારે દુઃખિ થવાનું કંઇ કારણજ નથી. મારી મરજી બિલકુલ હલકી નથી. તમે ઉભાં થાઓ, અને આ ગાડીવાનને તેની ગાડી લહી જવાદો." પ્રધાનપુત્રે ગંભીરાઇથી અને નમ્રતાથી કહ્યું. "પણ ત્યારે હું?" **તારા**એ દયામણે ચહેરે પુછ્યું. "તમે મારી સાથે" "તમારી સાથે? ક્યાં?" "તમે કહેશો ત્યાં."

"એટલે? તમારી વાત ભેદ ભરેલી લાગે છે–શું તમે મને ફસાવવા આવેલા છે?" "ના, પણ હાલ તરત વધુ વાતનો ખુલાસો મારા તરફથી તમને મળી શકે, તે પેહેલાં આ ગાડીવાનને રોકવો ન જોઇએ. તેને જવાદો. અને તમે નિડર થઇ નીચે ઉતરો." પ્રધાનપુત્રને પોતે ઓળખ્યા સિવાય પણ અજાણ્યા અને નવા માણસની વાત પર ભરૂસો આવ્યો. તેનો અંતરાત્મા એ પુરૂષ પ્રતિ સમાન ભાવથી નિહાળવા લાગ્યો–**તારા** નીચે ઉતરી. પ્રધાનપુત્રે ગાડીવાનને રજા આપી–ગાડીવાન જાય, તે પેહેલાં **તારા**એ નિશ્ચય કર્યો, કે "આ કપટભાવથી થતા ઉત્પાતનું પરિણામ મારી પવિત્રતાને દાઘ લગાડનારૂં નીકળશે, તો છરો પાસેજ છે. પવિત્રતાને ખાતર સ્ત્રીએ મરવું, એ સ્વર્ગપદ મેળવવા જેટલુંજ પવિત્ર છે." એથીજ તેના આ દરેક મહદ્ વિચારોમાં તેણી સફળ નીવડી. ગાડીવાને પ્રણામ કરી રસ્તો પકડ્યો–સંશયમાં તલ્લીન થએલો ગાડીવાન

ચાલતો થયો, તો પણ **તારા** અને **કમળાપ્રસાદ** ભણી જોતો ચાલ્યો. તે નિર્દોષ ગાડીવાનની છાતી ધડકવા **લાગી.** ભગભગ એક મૈલને અંતરે એક વાડી પાસે તેણે પોતાની ગાડી છોડી. અને વાડીના માલેકને તે સોંપીને પોતે કંઈ બ્હાનું કહાડી આ સ્થળમાં આવવાને ત્યાંથી ફર્યો–તે આવી પહોંચે તે દરમ્યાન અહીં નવુંજ કૌતુક બન્યુ.

ગાડીવાન ગયા પછી **તારાએ** ગભરાયેલે ચેહેરે કહ્યું. "હું નિરાધાર અને નિર્દોષ અબળાછું–હું દુઃખિયારીછું. તમે કોણ છો, તે હું જાણુતી નથી, તો પણ હું પુછું તેનો જવાબ આપશો ? હું કહું છું કે તમારી નીતિ તો સાચી છે ?" "હા, બાપુ ? મારી નીતિ સાચી છે. ને તેમ હોવાથીજ હું અહીં આવ્યો છું. તું દુઃખિ અને નિરાધાર છે, તો હવે મારી તરફ તું સમાન દૃષ્ટિથી જો! મ્હારા તરફથી ભય હોય તો, ઓ ભલી સુંદરી ? તેમ સમજીશ નહિ. હું તને મારી ધર્મની બ્હેન ગણું છું, અને તું પણ મને એક ખરા ભાઇ દાખલ કબૂલ રાખજે." **કમળાપ્રસાદે** ગદગદતે કંઠે કહ્યું. **તારાનું** હૃદય ભરાઈ આવ્યું. તેણીની આંખમાંથી હર્ષાશ્રુ ચાલ્યાં–ઘડીવારે તેણી બોલી "ભાઈ? તમે મ્હારા વિષે કંઇ જાણો છો ? મને સમજ નથી પડતી, કે આ સર્વ શું છે ? હું જાણુતી નથી, કે હાલ હું કયાં છું ? મને શું થવાનું છે, અને થયું ? તે પણ કંઈ સમજાતું નથી. મને અહીં શા માટે લાવવામાં આવી ? ગાડીવાન ચાલી ગયો, અને તમે શા માટે રહ્યા ? આ બાબત મને કંઇ સમજાતી નથી. અરે રે ! હું અભાગિણીની શી દશા ?" એટલું બોલી તેણી ચોધાર આંસુડે રડવા લાગી. **કમળાપ્રસાદના** આત્માએ તેને એટલી ઉશ્કેરણી કરી, કે તે પણ અનાધાર આંસુ પાડવા લાગ્યો. જંગલમાં મધ્યરાત્રિએ આવી રીતે પવિત્ર સ્રી અને એક પુરૂષ સત્યતાના શિખરપર ચડીને ગંભીર અશ્રુ પાડવા લાગ્યાં. ઘડીવારે પ્રધાન

પુત્રે જવાબ દીધો "બ્હેન? તું શાન્ત થા. લગાર બેસ. હું તને સઘળી હકીકત કહું-પણ હું કહું, તે પછી તું દૃઢ થજે. સાવધ થજે. ગભરાઇશ નહિ-સાંભળ-**તારા**? તું મ્હારી એક માતાં જેવી છે. રાજમાતા તે પ્રજાની માતા છે. તેમ હું પણ તારી એક સામાન્યં પ્રજા છું-હું **તર્કપ્રસાદનો** પુત્ર છું—" **તર્કપ્રસાદ** દીવાન? મ્હારા પતિની અઘટિત ચાલ કહેનાર?" **તારાએ** આશ્ચર્યતાથી કહ્યું "અઘટિત ચાલ કહેનાર? તે શું?" શંકાશીલ થઇને **કમળાપ્રસાદે** પ્રશ્ન કર્યો-"ભાઇ? તારા બાપુએ મને **અભયસિંહ** રાઠોડની ચાલચલગત વિષે કંઇક કહેલું છે. અને તે વખતથીજ, હા! હમારે બન્ને વચ્ચે મતભેદ પડયો છે, પણ તે વાત કહેવા પેહેલાં હું તમારી વાત જાણવા આતુર છું. મને કહે ભાઇ? કે તું અહીં કેમ આવ્યો?

"બ્હેન? હું તારૂં ખૂન કરવા આવેલો છું!" આ મનોવેધક શબ્દો **તારાના** કાનમાં જતાં તે ધરતીપર ઢળી પડી. તેના મગજમાં આ બોલો એક તીરના ભાલાની માફક પ્રવેશ થયા-આ દુઃખદાક્ષયક દેખાવ જોઇને ખચિત કઠોર હૈયાનો માણસ દુઃખી થાય, તો પછી દયાર્દ્ર પુરૂપ કેમ ન પીગળે? તેની છાતી ભરાઈ આવી. તેનું મન રૂદન કરવા લાગ્યું. તેનું મગજ અસ્થિર થયું, તેની બગડેલી તબિયતમાં વધુ વધારો થયો. તે નિર્બળ અને અશકત જેવો થઇ ગયો. તેનાં ગાત્રો શિથિળ થયાં. તો પણ **તારાને** કોઇ પણ સ્થળે પહોંચાડીને પછી બીજી તજવીજ કરવાનો વિચાર રાખી ફરીને ધીમે ધીમે ઉઠાડવા માંડી-હવે પછી બીજી હકિકત કહેવાનું પ્રધાનપુત્રે મુલ્તવી રાખ્યુ, પણ તરત **તારા** ઉઠીને હઠ કરતી પુછવા લાગી, ત્યારે આખરે તે બોલ્યો "બ્હેન? આ સર્વ પ્રપંચ છે-તને મારી નખવવાનું શું કારણ હશે, તે સમજવું મુશ્કેલ છે, તો પણ હું માનું છું કે તારૂં ખૂનનું કારણ **કલોજી** છે.

"શું **અભયસિંહને** એમ શક ગયો છે, કે **કલાજી** મ્હારી સાથે ખરાબ ચાલ ચાલેલો છે?"

"હા. બાનુ! તેથીજ તેને કેદ પકડાવ્યો છે, અને તને મારી નાખવા અહીં મોકલી છે, હું તેજ કારણસર આવ્યો છું. કમનશીબ રાજાએ આ વાત છુપી રાખવાને દરેક ગોઠવણ કરી છે. પણ કમભાગ્યે તેના પાપનો ઘડો ફૂટી ગયો છે. મને લાગે છે કે પ્રથમ તેણે તુજને મારવા કોઈ બીજાને મોકલીને નાહાની કરી હશે, પણ મેં તેને કહાડી મુક્યા છે. હવે તારે બિલકુલ ડરવાનું નથી. તારા સદભાગ્યેજ મને અહીં મોકલ્યો છે, ખાસ તારા રક્ષણ માટેજ હું આવ્યો છું. મારી પવિત્ર પ્રિયા જો કે ઘણી આજારી છે, તોપણ તેને છોડીને મને આવવું પડયું છે. મારી પત્નિએ આ હકિકત સાંભળીને ખાસ મને મોકલ્યો છે—અને તને બચાવવાને માટે તેણે મને ભલામણ કરી છે. મારા પિતાના કહેવા પર હું આવતેજ નહિ, પણ મેં અનુભવ્યું કે જો હું નહિ જાઊં, તો રાજા તને બીજા પાસે મારી નખાવશે, ત્યારે મેં વિચાર્યું કે તેમ ન થવા દેવા જાતેજ જવું, અને તેથી હું આવ્યો છું. હવે તારે નિડર થવું. **તારા**? તને હું પુછું કે તું પવિત્ર અને નિર્દોષ છતાં તારા પર આ આફત કેમ આવી હશે?"

"ભાઇ? હવે હું શું કહું? હવે મારી વાત તારે સાંભળવી લાયકજ નથી. હું મારા પતિના અંતરમાં અપવિત્ર ઠરી ચુકી છું, તો પછી હું નિર્દોષ છતાં અપવિત્ર છું. તને જો મારવા મોકલ્યો હોય, તો મને મારી નાંખ—મને આ જંજાળી દુનિયામાંથી છોડાવ. દેખતી આંખે દુઃખ ખમીને રિબાઈ મરવા કરતાં તું મારો છુટકારો કરી દે—હવે મારે જીવવું નકામું છે. ભલો અને નિર્દોષ **કલાજી** આ કાવતરાંનો ભોગ? અરેરે! જેને માટે તેણે પોતાનું સુખ ખોયું, તેનો

બદલો કેદ ? કાચા કાનના અને ભોળા ધણીએ અંતે હાથે કરીને પોતાનું નખ્ખોદ વાળ્યું ? હું ધારતીજ હતીજ. મેં જોયું હતુંજ, કે હવે રાજ્યનું ભૂંડું થશેજ. **કલાજી** જેવા પવિત્ર માણસ પર અવિશ્વાસ બેઠો, ત્યારે ખચિત મેં માન્યું કે કંઈક મ્હોટી ઉથલ પાથલ થશેજ, અને અંતે તેમજ થયું. પણ ભાઈ ? મારે કેવું જોઇયે કે આ સર્વકામ તમારા પિતાએજ સાથે રહીને કરાવ્યું હશે. હાય !" **તારા** રડતી, કપાળ કૂટતી, હાથ જોરથી મારીને છાતીકૂટતી કહેવા લાગી. **કમળાપ્રસાદ**, આંસુ પાડતો દયાળુ દીલથી બોલવા લાગ્યો "હા, કબુલ કરૂં છું. અહી આવતી વખતે મેં તેમને ઘણું કહેલું છે. મેં તેને એવી રીતે પણ કહેલું હતું, કે **તારા** માટે દરબારના જે ખોટા વિચાર છે. તેનું સમાધાન કરીએ. પણ એ સ્વાર્થી પિતાએ માન્યું નથી. પણ તેથી શું હરકત છે ? **તર્કપ્રસાદ** મારો પિંતા છે, પણ પ્રાનતદારી મારો દાદો છે. હું સોગન લઇને કહું છું. કે જો તું નિર્દોષજ છે તો, અને આ કામમાં 'ખાસ મારા પિતાનો હાથ હશે તો—અથવા એમનાજ પ્રતાપથી આ પ્રપંચ બન્યો હશે તો, ને પશ્ચાતાપના અગ્નીકુંડમાં ન નખાવું ત્યાંસુધી આ જગતમાં જીવીને સુખથી જમું તો હું જણનાર જનેતાની કૂખમાં પથ્થર પડયો જાણજે. તું જેવી નિર્દોષ અને પાકજાદ ઓરતનાં પવિત્રપણાને લાગતી જાંખ ડુબાવવાને હું પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી જઇશ, અને તેમ કરતાં કદી મારા પ્રાણનો પણ ભોગ આપવો પડશે, તો ખરા દીલની ખુશીથી આપીને તે પાપીઓને શિક્ષાએ પહોચાડી તારૂં નિર્દોષપણું આ જગતમાં ઝાહેર કરીશ. પણ તને લગારે દુઃખી થવા તો નહિ દઇશ. હું ધર્મનો ભાઇ છું. અને તું મારી બહેન છે. એ બેહેનને લાગતી કાળી ટીલી દૂર કરવા હું મારી જીંદગીથી હેરાન થઇશ, પણ તને કદી આંચ

આવવા નહિ દઇશ." એટલું બોલતાં તેના મગજમાં એકાએક ગરમી ચડી ગઇ, અને તે બેશુદ્ધ થઇ ભૂમી પર પડયો. તરત તારાએ તેની પકડી લીધો. ટટાર કરવા લાગી, પણ તેમાં તે બિલકુલ ફળીભૂત થઇ નહિ. **કમળાપ્રસાદ** બેભાનજ રહ્યો.



તેણીના ભાગ્યે પ્રયત્ન કરવાને સુજાડયું–તેણી પાણી મેળવવા ચાલી. ગરમીથી ગંભીર બનેલા રક્ષકને પાણી છાંટી શીતળ કરવાને તેના મનમાં ઉપાય સુજ્યો, પણ **કમળાપ્રસાદ**ને આવી હાલતમાં મુકીને કેમ જવું ? તે વિટંબના રૂપ થઇ પડયું. અબળા સબળા બની, ને પ્રધાનપુત્રને એક કપડામાં વીટાળીને ઝાડની નીચે સુવાડયો, અને તેણી ત્યાંથી ચાલી.

---

## *પ્રકરણ ૧૩ મું.

## પર્ણકુટીમાં રહેલી પ્રમાદ.

---

**દોહરો.**

જૂઠું તે જૂઠું ઠરે, સાચજ અંતે સાચ;
મણી તેજ મણીરૂપ છે, કાચજ અંતે કાચ.
ઉપાયથી જે શકય તે, પરાક્રમે નવ થાય;
કનકસૂત્રથી કાગડી, હણી સર્પને ખાય. **"હિતોપદેશ"**

---

એક ક્ષણિક દેહનો વાસી, રકત અને મૌંસથી, મળ અને મુ-

* આ પ્રકરણ નવમા પ્રકરણનું અનુસંધાન છે. )

. ત્યથી, માત્ર હાડપિંજરના ખાલી ખોખામાં મદમત્ત થતો ટકી રહેલો જીવ, આ દુનિયાની અનેક જાતની મમતા બાંધીને કેટલી હાડમારી ભોગવી શકે છે? પવિત્ર અને શુદ્ધમાર્ગ, સુખ અને ભકિતમાર્ગ, આનંદ અને મુકિતમાર્ગનો પરિત્યાગ કરીને જંજાળી જીંદગીને, એક પાપના અપવિત્ર કુંડળમાં ઝબોળી તેમાંથી અમૃત રસ ચાખવાની લાલસાએ એ માયાળુ જીવડો વિષ પીવાની જે નાદાની કરે છે, તે ખચિત ઇશ્વરે કરેલી બક્ષિસનો સદુપયોગ નહિ, પણ દુરૂપયોગ કરીને તે આ મનુષ્ય દેહ જેવા પવિત્રાત્માને અનિષ્ટ માર્ગે પ્રવર્ત્તાવે છે. એવા અધમ જીવોથી આ દુનિયાની પવિત્ર વસ્તુ નાશ પામે, એ સ્વભાવિક છે. એવા અપવિત્ર મનુષ્યથી પવિત્ર નરોનો નાશ થાય, એ કુદરતી છે. અને પવિત્રતાનો નાશ થયા પછી એ અપવિત્રો પોતાની અધમ શકિત પ્રવર્ત્તાવે, એ બનવા યોગ્ય છે. જુગારી, જુગારમાં ખ્વારી સમજતો હોય, ચોર, ચોરીમાં ગેરફાયદો સમજતો હોય, પાપી, પાપમાં અપમાન સમજતો હોય, અને અધર્મી, ધર્મમાં મહત્તતા સમજતો હોય, તો પછી તેને એ માર્ગ પસંદ કરવાનું પ્રયોજન શું હોય? પણ કળિકાળના હડહડતા પ્રકોપ વચ્ચે અપવિત્રતાનું અપાતું બળિદાન આજ પવિત્ર મનાય છે, તો પછી તેમાં પવિત્રતાનો શું દોષ કહાડવો? **તર્કપ્રસાદ**, અપવિત્રતામાંજ મંગળકાર્ય સમજે, તો પવિત્ર **કમળાપ્રસાદ**ની પવિત્રતાને તે શા માટે વખાણે? પરિણામ નહિ સમજનાર પાપીઓને અધમપણાનો વિચાર હોતો નથી. અને કળિયુગ તો તે પોતાના ધંધારૂપ માને છે. પછી પવિત્રતા રહેવા દે કેમ? નળરાયના અંગમાં પ્રવેશ કરવાની તક લ્હેતો કલિયુગ, આખરે પગના અસ્વચ્છપણામાંથીજ ફતેહમંદ થવાની ઉમેદમાં મશહુર થયો. પરિણામે ગમે તેમ થાય, પણ ઝેરી જીવડા ઝેરમાંજ આનંદ માને છે. અને જેલના જીવો જેલમાં રહીનેજ મુકિત માગે છે. પણ "કર

અને જો" એ આ દુનિયામાંજ છે. સત્યાસત્ય, ધર્માધર્મ સુખ દુઃખ અને સ્વર્ગ નર્ક, એ આ જ લોકમાં છે. પરલોક પણ અહીંજ છે. મુક્તિ પણ અહીંજ છે. ત્રૈલોક્યમાં સર્વસ્થળે સરજનહારનો નિવાસ છે. તે દરેક પળે, દરેક જળસ્થળે વાસ કરે છે, અને તેથીજ આ જગતમાં, ભૂમીપરજ માણસો ' પોતાના કર્તવ્યનો ભોક્તા થાય છે. તોપણ ઈશ્વર પ્રસન્ન છે. અરે લંકપત્તી જેવા અને હિરણાકસ્યપ જેવા મહા પ્રચંડ રાક્ષસો ન સમજ્યા, તોપછી આ સ્થળે **તર્કપ્રસાદ** અને **અભય** જેવાને શું દોષ? વાંચનાર ? **તર્કપ્રસાદ**નો પાપનો ઘડો કંઠ સુધી ભરાયો છે, પણ છલકાવાને માત્ર થોડીજ વાર છે. તે પુર્ણ કરવા હવે **અભય**ને લઈને તે પર્ણકૂટીમાં રહેલી **પ્રમાદ** પાસે આવવા નીકળ્યો છે. **કલાજી**ને સ્થળે પહોંચાડયો, **તારાને** ઠેકાણે પાડી, અને હવે **પ્રમાદ**નો રસ્તો કરવા આવે છે, પણ વાદી એમ સમજતો નથી કે દરરોજ સર્પને પકડતાં કોઇ વખતે દ્વિવિષ નાગ મળી જવાથી તેનાં પ્રાણ જશે. હવે આ સ્થળે તેના પાપનો ઘડો ભરાઇ રહેવાનોજ હતો. તેના સગા પુત્રેજ તેને નતીજો અપાવ્યો હતો.

યોગેન્દ્રનાથ બાવો સમાધિસ્થ થયા પછી **પ્રમાદ** નિદ્રાવશ થઈ ગઇ છે. એ નવમા પ્રકરણમાં વાંચી ગયા છીએ, પણ તે પછી જે દુઃખદાયક બનાવ બન્યો છે, તે તરફ નજર કરવાની જરૂર છે. દુઃખીને નિદ્રા વધારે લોપે છે, અને તે પ્રમાણે **પ્રમાદ** નિદ્રામાં પડી છે. તેવામાં બે ચેલા—**અખાડદત્ત** અને **હાઉદત્ત** આવી ચડયા. પણ પર્ણકૂટીમાં પ્રવેશ કરે, તે પેહેલાંજ પોતાના ગુરૂના ચર્ણાર્વિંદમાં પડેલી એક પ્રમદાને તેણે નિહાળી. ગુરૂ સમાધિસ્થ હતા. અને પવિત્ર પ્રમદા નિદ્રામાં હતી, એ પરથી તેઓએ અનુમાન કર્યું કે " રખે ગુરૂરાજ, વિશ્વામિત્ર—વા—શંકરની પેઠે—મોહિનીમાં લપટાઇને આ સ્ત્રી-ને અહીં રાખી હોય!" પણ તે વિતંડાવાદ આગળ ચલાવે, તે

દરમ્યાન **પ્રમાદ** એકાએક જાગી ઉઠી, અને બે ચેલા માંહેના છેલ્લા અને ચકડોળ **હાઉદત્તને** પગે **પ્રમાદ** પડી. **હાઉદત્ત** પ્રથમ તો **પ્રમાદ**-ને ધિઃકારતાં બોલ્યો. "ધુત ! દુર દૂર—ઓ અપવિત્ર **સ્ત્રી** ? કયા હમેરા ધ્યાન ચુકાનેકું આઇ હય ? ચલીજા—નહિતો જલા દઉંગા—મે બડા તપસ્વી હું, તું મત સમજ વિશ્વામિત્ર, વા—શંકર—મે તો ધ્રુવ જયસા અટકી હું—મે તેરી મોહિનીપર રીઝા હોનેવાલા નહિ—જા—ઓ **અખાડદત્ત** તેરેકો માન્ય કરેગા."

"મહારાજ ? હું મોહિનીરૂપ નથી—તમારે યોગિઓને આવું બોલવું ઘટારત નથી."

'અબે ચલીજા—ટીક ટીક કયા કરતી હય—ચઇયેસો હો. હમકો કયા દરકાર ! બહોત ગુમાન કરેગી, સો હમેરા ગુરૂકુ ઉઠકે જલા દેયગે."

"યાર ? ઓરતતો અચ્છીહય મગર—મગર—" **અખાડદત્ત, પ્રમાદ**-ને ધિઃકારી; **હાઉદત્તને** કહેવા લાગ્યો.

"કયા તેરી ઇમાનત ખરાબ હુઇહય ? કહેનેદે ગુરૂકો ?" **હાઉ-દત્તે** ધીમેથી **અખાડદત્તને** કહ્યું.

"ભાઇ ? તમારા ગુરૂએજ મને આશ્રય આપ્યો છે. મુજ શરણા-ગતનું રક્ષણ કરવા તેણે કબુલ્યું છે. તમે મને જવા કહો છો, પણ તમારા ગુરૂની આજ્ઞા સિવાય મ્હારાથી જઇ શકાય તેમ નથી" **પ્રમાદે**, ગંભીરતાથી અને નમ્રતાથી કહ્યું.

"કયા તુજકો, હમેરા ગુરૂને રખી હય ?" **હાઉદત્તે** પુછ્યું.

"હા. અને જો મને કોઇ લઇ જાય, કે નસાડી મુકે, તોપણ ગુરૂ સમાધીમાંથી ન ઉઠે, ત્યાં સુધી જવાને ના કહી છે.

"દેખ ભાઇ ? ગુરૂનેજ આંખ મીચામણીકી રમત રમી હય. -અબતો તપ ધ્યાન હો ચુકા—અયસી નાજની કીસકો પસંદ નહિ આયે ?" **અખાડદત્તે**, છુપી રીતે કહ્યું.

" તબતો ઉસકી ખાત્રી કરનેકે વાસ્તે કુચ્છ દાવ અજમાવેં. ક્યું કે વો ગુરૂકી ચેલી હોનેકું ચાહતી હય કે ક્યા ? " **હાઉદત્તે** મુદ્દો ઉઠાવ્યો.

" સબર—મેં પુછતા હું—કુચ્છ ખ્યાલ કરતા હું " **હાઉદત્તે** એટલું કહીને **પ્રમાદને** પુછ્યું.

"ક્યું તું હમેરા ગુરૂકી ચેલી હો ગઇ ?"

"હા—મહારાજ. તેની દિક્ષા લેવી છે.

" તબ તો તુ ઉસકી સાથ રેહેગી !"

"હા—બનશે ત્યાં સુધી સાથેજ રહીશ."

" તબ તો હમેરા આશ્રમકા તુ નખોદ નીકાલેગી ? ક્યા ગુરૂકો તુ અબી તેરી મોહિનીમે લંપટ કરકે તપ છોડાયગી ? જા, ચલી જા ! ચઇએસો હમેરી ચેલી હો, મગર ગુરૂકી ચેલી હોનેકુ નહિ દેયંગે. કયા બાત લાઇ હય. વાહ ?" **હાઉદત્તે** રોફમાંજ દમ માર્યો. નિર્દોષ **પ્રમાદ** પવિત્ર નજરથીજ જોતી હતી. તે સર્વને સત્યતાના પ્રકાશમાંજ ઉભેલા નિહાળતી હતી. તે દરેક વસ્તુને ઇશ્વરસાક્ષર માનતી હતી, એટલે તેણીએ તેની ચેલી થવા કહ્યું, ચેલી થવું, એટલે તેના આતિથ્યમાં તત્પર રહેવું, એમજ તે જાણતી હતી, પણ ચેલા જુદુંજ ધારતા હતા. **પ્રમાદ**, તેની ઉપરની અચ્છી પર આફરીન હતી. નિર્દોષ હતી, પવિત્રતાથી જોતી હતી. ચેલી થવાને **પ્રમાદ** કબુલ થયા પછી ચળિત મનના ચેલાએ તેણીની સાથે નાસી જવાનો ઠરાવ કર્યો. આ ઠરાવ કરીને **અખાડદત્ત** બોલ્યો. " જબતો ઇધર રહેનેકી દરકાર નહિ. ચલો, કોઇ ગાવમે ઓર કોઇ ધર્મશાલામે રહેવે. "

" ના—મ્હારાથી એમ ન અવાય—ગુરૂ જાગશે, પછી જેમ કહેશો તેમ કરશું " **પ્રમાદનો** આત્મા ચેત્યો.

**પ્રમાદ**ને આત્માકર્ષણ થયું. ચેલાની ચળિત વૃત્તીથી તે પરની શ્રદ્ધા નાશ થઇ **પ્રમાદ**ના કહેવાથી ગુસ્સે થએલો **અખાડદત્ત હાઉ-દત્ત**ને કહેવા લાગ્યો."

"મગર અયસા તો પુછ, ચેલી કીસકી હોયગી ?"

" મેરી–કહ્યું કે અવ્વલસે મે પુછા હોતા " **અખાડદતે** તકરાર કરી.

"તેરી નહિ–મેરી ચેલી હોગી ? મેં રખુંગા ? મે લે જાઉગા ? તેરેકું કભી નહિ દગેંગા" આ તકરાર ચલાવે છે, એટલામાં **યોગેં-દ્રનાથ** ગુરૂ એકાએક સમાધિમાંથી મુક્ત થયા, અને બન્ને ચેલાની તકરારમાં વચ્ચે પડયા. ચેલાઓ શરમાઇ ગયા. પણ હઠીલા ગુરૂએ તકરારનું કારણ જાણવાને હઠ કરી. **પ્રમાદે**, પોતાનો નિર્દોષ ખુલાસો કર્યો, અને તરત એ ચેલાઓને શ્રાપ આપવાની તૈયારી કરી, પણ પણ તે પેહેલાં એ ચેલાઓએ માફી માગી. અને કહ્યું.

"મહારાજ ? હમકો શ્રાપ દેનાં સજાવર હો, સો આપ ગુરૂ-રાજકો એ નિર્દોષ સ્રીકી મોહિનીમે લંપટ હોનાં દરકાર હય ?"

" મેં લંપટ હુવાહું, અયસા કયા જાના ? કયસા પયછાનાં ? વો મેરી બેટી હય."

" જબ ઉન્ને કહા કે ગુરૂકી મે ચેલી હું,–જબ હમને પયછા-ના કે આપ લંપટ હુવે હોગે."

" ચલે જાઓ–તુ મેરેજયેસે લંપટોકા યેહ આશ્રમમેં કામ નહિ હય. જાઓ, નહિતો ભસ્મ કરૂંગા–" ગુરૂનો પ્રકોપ જાણીને ચેલાઓ બિચારા એકદમ આશ્રમ છોડી પશ્ચાતાપ કરતા નાશી ગયા અને **પ્રમાદ**ને ધૈર્ય આપીને પોતે નદિના કિનારા પર જવા નીકળ્યા. નિર્ભય **પ્રમાદ**, ગુરૂનો પ્રચંડ પ્રતાપ જોઇને વિસ્મય પામી. જો કે તેને પોતાની વિપત્તિ કહેવાને ઇચ્છા થઇ, પણ તરત ગુરૂએજ કહ્યું કે,–

"તુ મત ગભરા—મયે અભી આતા હું—મગર ઇસ દરમ્યાન તેરેકા કામ હોવે સો નદીકે તટપર યેહી માર્ગમે ચલે આનાં!" એમ કહી ગુરૂ ચાલ્યો. માત્ર હવે પછી બનવાના બનાવને સમાધિસ્થ રહીને જોયા અને જાણ્યા પછીજ પોતે નદીપર ગયો—પાપીનાં પાપનો ઘડો પુર્ણ કરાવી તેને શાસન કરવાજ ત્યાં ગયો.

મહાન તપસ્વીઓ, કુદરતના કાયદાનો ભંગ ન કરવા માટે, જે બનાવ બનવાનો હોય, તેની વચ્ચે ન આવવામાં મહત્તા સમજે છે. આ ગુરૂના પ્રતાપે **કલાજીને** સ્મશાન જ્ઞાન થયું, તે સમયે જાણી ગયા છે. તે બાબે આ ચાલુ પ્રસંગમાં **કલાજીને** પરમાર્ગ દર્શન કરાવતી વખતે પણ જોઇ ગયા છીએ, જો કે આ ગુરૂનો **કલાજી** પર વધુ પ્રેમ છે. અને હજી પણ **કલાજી** પર પડતી વિપત્તીને તે દુર કરતા નથી, તેનું કારણ—માત્ર એટલુંજ હોવું જોઇએ, કે ઇશ્વરે નિર્માણ્ય કરેલી વસ્તુનો જય પરાજય જે સમયે થવાનો હોય, તેજ સમયે એ મહાન પુરૂષો નિમિત્ત દાખલ વચ્ચે પડે છે. **કલાજીને** જો બચાવવા ચાહત, તો એ ગુરૂ તરત સઘળો પ્રપંચ ખુલ્લો કરત. પણ મનુષ્યનેજ માત્ર નિમિત્ત આપવા પોતે વચ્ચે પડતા નથી. અને મનુષ્યનો ભાર મનુષ્ય ઉપાડીને તેનો લાભ કે નુકશાન તેની મેળેજ મેળવતા હોવાથી એ પુરૂષો દુર રહીનેજ સર્વ મનુષ્ય હાથે સૃષ્ટિનો વ્યવહાર ચલાવે છે. **પ્રમાદને** પુર્ણકૂટીમાં રહેવા દેવાનો સબબજ એ હતો. માત્ર **અભય** અને **તર્કપ્રસાદને** હવે તેના પાપનો પસ્તાવો કરાવવાનો હતો. પછી તે શા માટે આશ્રમમાં ન રાખે? **સમાધી** સમયે ચેલાને નિમિત્ત, માત્ર **પ્રમાદની** પવિત્રતા જાળવવા આપ્યું, ત્યારે પાપનો ઘડો ફોડવાનો સમય આવેલો હોવાથી **પ્રમાદને** એકાન્તમાં રહેવા દેવાની, અને પાપીઓને તેનાં ફળ ભોગવવાની તક આપવામાં એ યોગી કેમ મહત્વતા ન માને? યોગિ નદી-

પર ગયો, અને **તર્ક** તથા **અભય** એકદમ તે આશ્રમમાં આવ્યા. **પ્રમાદે** તેને વિશ્વાસુ આદરથી વધાવ્યા—અને ગુરૂની ગેરહાજરીમાં **અભયસિંહે તર્કપ્રસાદથી** છુટા થઇને **પ્રમાદને** દૂર લઇ જઇને પોતાનો પાપનો ઘડો પુર્ણ કરતાં કહેવા લાગ્યો. અધીરી **પ્રમાદે** પ્રથમ પુછ્યું.

"મ્હારા વિશ્વાસુ અમીર ? તારી દયાને શરણ થએલી આ દીન નારીના દુઃખનો અંત આવશે ?" **પ્રમાદે** ગદગદતે કંઠે કહ્યું.

"આવશે—અધીરી કુંવરી ? ધીરજ પકડ—દરેક ચીજની હદ હોય છે, તેમ તારા સંકટની પણ હદ હશે—પણ શું કહું, ઓ અ-અભાગી સુંદરી ? તારા બેવફા થએલા ધણીનો કોઇ ઠેકાણે પત્તા નથી. એટલે તે દુઃખ તો તને લાગતુંજ હશે. પણ અફસોસ ? તારા દુઃખોમાં વધુ ઉમેરો થાય, તેવા સમાચાર મળતાંજ મ્હારી છાતી પણ ફાટી ગઇ છે." તરકટી રાઠોડ, **પ્રમાદને** ગંભિરતાથી કહીને રડવા જેવું મોઢું બતલાવા લાગ્યો. ઢોંગનો બીજા અંકનો પહેલો પડદો ખુલ્લો કર્યો.

"હાય ? હું અભાગણી અબળા પર વળી શી વિપત્તી ? કહો ? મારા દાતા ? કહો—મુડદાંને જયમ વીજળીનો ભય નથી હોતો, તેમ હું સંકટના સપાટાથી મડદું થએલી અબળાને વિપત્તિરૂપી વીજળી-નો કશો ભય લાગશે નહિ. હવે મને વધુ દુઃખ થાય, એમ ધારીને એ વાત કહેવાને ન થોભો. જલદી કહીદો, એટલે તેની પણ હદ આવે."

"બાઇ ? તારો બાપુ જયસિંહરામચરણ પામ્યા છે, અફસોસ !"

"મારા બાપુ પણ ગયા ? હાય ! ત્યારે મ્હારી માતા એક-લડી થઇ ? ઓ ઇશ્વર ? તારો મ્હારા પર કેવો પ્રકોપ ? મારૂં હવે કોઇ નહિ ? હું આ દુનિયામાં નાવારેસ ને નિરાધાર થઇ રવડી

મુઈ? હાય–હવે હું ક્યાં જાઉં? કોને શરણે થાઉં? કોને કહું"? અરે રામ? તારામતી, અને દમયંતી કરતાં, દ્રૌપદી અને શકુન્તલા કરતાં પણ મારી બુરી દશા? ઓ અભાગી **પ્રમાદ**? હવે તારૂં કોઈ નથી? આ પરમેશ?

"છે, ઓ સુંદરી? ત્હારો વાલી છે–જો તુજ ચાહતી હોય, જો તારી ઇચ્છા હોય તો, તારો વાલી હાજરજ છે. તું નિડર થા–અનાધારનો પણ ઇશ્વર બેલી છે, અનાથનો નાથ સર્વનો દાતા છે. બોલ–જો તારી મરજી હોય તો બોલ–તારા વિકારો બાજુ કરીને બોલ–પાળનાર–જીવાડનાર ને સૂખ દેનાર વાલી છે." **અભયસિંહે** જુસ્સામાં અને મોહમાં કહ્યું.

"છે? કોણ છે? હવે શું આ જગતમાં આ અભાગીનારનુ વાલી રહેલું છે? હા! હા! મારી વહાલી જનેતા છે? ઓ! તે મ્હારા વિના ટળવળતી રવડતી હશે? અરે! તેના આ દુઃખી વખતે પણ હું અભાગિણી હાજર નહિ? અફસોસ! **અભય! અભય**! હવે તમે મને જો બચાવવા ધારતા હોય, મારૂં રક્ષણ કરવા ધારતા હોય, તો મને મારી માવડી પાસે તેડી જાઓ–અરે, મને ત્યાં જવાદો–ચાલો" **પ્રમાદ** રડતી ચોધાર આંસુડે તેણીને અરજ કરવા લાગી. **અભયસિંહ** તેણીને પોતાની પત્નિ કરવા કંઈ કંઈ સમજાવવા લાગ્યો. ઘણે દૂર પણ સામી દૃષ્ટિથી નિહાળી શકાય. તેવી રીતે બેઠેલા અધમ **તર્કપ્રસાદ**ના ઇસારાથી **અભયસિંહ**, કપટની જાળ વધુ ફેંકવા લાગ્યો.

"નાદાન સુંદરી? જરા ધીરજ ધર–તારો પિતા મરી ગયો તે ખરૂં, અને તારી માતા પાસે જવું, એ પણ બરાબર–પણ–હવે ઉતાવળ કરવી શું ખપની? શું તું જલદી જવાથી તારો બાપ પાછો આવવાનો હતો?"

"પણ—મ્હારી માતા તો મને જોઇ જરા શાન્ત થશે ? તેણી તો હવે એ પ્રકારની હોળીમાંથી બચશે. બસ—બસ—ઓ ભલા સરદાર ? મને ત્યાંજ મુકી આવો. હું તમારો ઉપકાર માનીશ. જન્મભર તે બદલો નહિ ભૂલીશ. તમને મારા શુભેચ્છક માનીશ."

"ખુશીથી ચાલ. પણ ઓ નિરાધાર ઓરત ? તેં તારા ભવિષ્ય માટે શું ધાર્યું ? શું આ અમુલ્ય જીંદગી ધુળમાં મેળીશ. ?"

"ઇશ્વરની તેમ મરજી છે, તો હું શું કરીશ ?"

"જૂઠું. ઇશ્વર શું કરે ? તારે વરવું હોય, તો કોણ ના પાડે ? સાંભળ સુંદરી ? તારે હાથ તક સારી છે. **કલાજી**નો પતો નથી. તારી માતાની મરજી છે, અને જો તું તેણીને મળે તો તેમણે તારો પવિત્ર હાથ મને સોંપવાને કબુલ્યું છે. બોલ તારી મરજી છે ?"

"હાલ તે વાત હું કબૂલી શકતી નથી. શું હાલ આ દબાણ કરવાનો સમય છે ?"

"હા—હું કહું છું કે સમય છે—જો તમે કબુલ કરશો, તોજ તમારૂં ભલું થશે."

"નહિ તો ?" **પ્રમાદ** છેડાઇને બોલી "શું તમો મ્હારી મરજી વિરૂદ્ધ દબાણ કરીને મ્હારા હાથની માગણી કબુલ કરાવશો ? બનશે નહિ—વરવું, એ મારી ખુશી પર છે, તેમાં માબાપની મરજી, સત્તાધીશનો જુલમ, કે ગુરૂનો બોધ અસર કરી શકતો નથી. મેં એક જણને પ્રેમ આપ્યો છે. જો કે તે પ્રેમી બેવફા થયો છે, તો પણ શું મારી આત્મવૃત્તી ચળિત થઈ છે ? પ્રેમી ગયો, તો તેથી શું મારી પવિત્રતા ચાલી ગઇ છે ? હું યોગિની થઈશ—હું રવડી ભટકીને તેને શોધીશ, અને નહિ મળશે, તો છેવટ ઇશ્વર સ્મરણમાં મારો જન્મ પુરો કરીશ, પણ એક વખત મેં મારા મનથી વરેલા પતીને તજીને—અરે ! મારા બેવફા ભરથારને પણ જોયા સિવાય—તેની રજા

લીધા સિવાય, કદી-કદી આડું પગલું નહિ ભરીશ. અને તેવી હઠ લેતાં કદી મને મોટા રાજા તરફથી-અરે માબાપ તરફથી કે ભલા ઇશ્વર તરફથી પણ પ્રગટ દબાણ થશે, કદી દુઃખ થશે, તોપણ સહીશ; પરંતુ હું કદી બીજાને નહિ વરીશ. જો તમો મેહેરબાની કરવા ચાહતા હોય, તો મારા મુરબી ? મને નવાગઢ મુકવા ચાલો-અગર તમારી અપવિત્ર માગણી હમણાંજ કબુલ કરાવીને મારી પર દબાણ કરવું હોય, તો મને દરકાર નથી-હું આ ચાલી. કેમકે તમને તમારા સાથીપણાંની દરકાર છે, તેટલીજ મને મારા પવિત્રપણાની દરકાર છે " એટલું બોલીને **પ્રમાદ** એકદમ ઉઠી ચાલવા માંડી. **અભય-સિંહ** ગભરાયો. બાજી બગડેલી જાણીને કળ વિકળથી કામ લ્હેવા તેણીની પાછળ દોડયો. **પ્રમાદ**ને રોકીને તે માફી માગતાં બોલ્યો.

" ઓ પવિત્ર સુંદરી ? ઓ પ્રેમદઢ **પ્રમદા ?** મને માફ કર. મ્હારાથી કદી નાદાની થઇ હોય, તો તે ક્ષમા કર-ચાલ-તારી મરજીને તાબે છું. "

" ઠીક છે. તો તમારો ઉપકાર થશે. અને છેવટ જો આ મન શાન્ત પામશે, તથા આત્મા કબુલ કરશે, તો હું તમારેજ શરણ થઇશ " **પ્રમાદે,** સમય જોઇને દાવ માંડયો-**અભય**ને ધિરજ આવી. તેને મન વિશ્વાસ બેઠો છે, તેને છેડવા કરતાં, પટાવી ફોસલાવીને પોતાની કરવામાં **અભયે** લાભ જોયો, અને તેમ કરતાં બોલ્યો " બાનુ ? ત્યારે હવે આપણે ચાલશું ?

" હા-જરા બેસો-યોગી મહારાજ નદી કિનારે ગયા છે, તેની રજા લઇ આવું. કેમકે તેઓ કહી ગયા છે, કે જો તું અહીંથી જાય, તો મને મળી જજે. "

" તેમ ન મળો તો ચાલશે નહિ ? કોણ જાણે કયાં હશે, ચાલો, ચાલો ?"

"ના—તમારાથી તેમ નિકમહરામ થઇ શકાય, પણ મારાથી ન થવાય. જોધપુર રાઠોડનું માન રાખીને, મને તેણે તમારા દીવાનના કહેવાથી રાખી તેનો આ બદલો ! અરે બદલો તો ઠીક, પણ તેના અજાણપણમાં ચાલી જવું ? શરમ છે. આટલા આટલા દિવસથી મારૂં રક્ષણ કરે, તેની રજા લેવા પણ ન જવી ? એટલી હદ સુધી તેને ગેરઇનસાફ અપાય ? ખચિત એવા ગેરઇનસાફ કરનારા નાદાનો, પૃથ્વી તળમાં ડૂબી મરી જાઓ. તેનું સત્યાનાશ થાઓ." "ત્યારે હમે સાથે આવીએ તો ?"

"ના—કંઇ તસ્દી લેવાની જરૂર નથી. હું હમણાંજ આવી. લગાર બેસો. **પ્રમાદ** જલદીથી ચાલવા માંડી. "માતાને મળવા જવું, અને તેથીજ **અભય** સાથે જવું" એમ નક્કી કરી માત્ર રજા લેવાજ યોગિ પાસે ચાલી—કુદરતેજ તેના પવિત્રપણાનો પ્રકાશ પ્રગટ દેખાડવા મોકલી—**અભય, તર્કપ્રસાદ** પાસે આવ્યો, અને તેને સઘળી હકિકત કહી, આ પરથી **તર્કપ્રસાદે** તર્ક બાંધ્યો કે, "એ છોકરી છેતરીને ચાલી ગઇ." એ પરથી બન્નેજણ તેણીની પાછલ ચાલ્યા—પણ જ્યાં નદી પાસે દરેક જણ પહોંચે, તેવાંમાં તો યોગિની પાસે **અનાથતારાને** બેઠેલી જોઇ. **પ્રમાદ** તેને જોઇ ચમકી, ને પ્રગટ થવા બદલે, એક તરફ છુપીને **તારાની** વાત સાંભળવા લાગી. અને **તર્કપ્રસાદ** તથા **અભય** પણ **તારાને** જોઇને આશ્ચર્યતાથી ગભરાતા પરિક્ષકના પ્રકોપનું બળિદાન થયેલા કળિકાળ માફક કંપવા લાગ્યા.



## પ્રકરણ ૧૪ મું.

### દુ:ખિયારી બાળાનો ટુંક વૃત્તાંત.

( ભેદનો ખુલાસો )

દુહો—હોવાનું જે જરૂર તે-મહાનને પણ થાય;
નીળકંઠને નગ્નપણું, સાપ સુવા હરિ રાય.
નહિ બનવાનું નહિ બને, બનવું વ્યર્થ ન થાય;
ક્યમ ઔષધ એ નવ પિયો, જેથી ચિન્તા જાય.

**( હિતોપદેશ )**

---

ભઠ્ઠીમાં પકવ્યા સિવાય માટીનો કાચો ઘડો જેમ શિતળ પાણીના પ્રકોપથી તરત પીગળીને ફુટી જાય છે, તેમ સત્યતાની ભઠ્ઠીમાં પકવ્યા સિવાયનો તરકટી ઘડો, પાપી પાણીના પ્રકોપથી ત્વરિત ફુટી જતાં વાર લાગતી નથી. **અભયસિંહ** અને **તર્કપ્રસાદ**નાં તરકટની હદ આવી રહી. તેના પાપનો ઘડો હવે પુર્ણ ભરાઈ રહ્યો. અને તેનું ફળ ચાખવાને તત્પર થએલું તેનું કમનશીબ હવે આગળ વધ્યું.

વાંચનાર ? **તારા**, પેલા પવિત્ર **કમળાપ્રસાદ**ના દેહને મૂકીને, તેને માટે જળ ઉપાય શોધવા જંગલમાં ફરતી ફરે છે, એ વાત ત્હારા મગજમાં તાજીજ છે. તેણીએ નીકળ્યા પછી બે વિચાર ધાર્યા છે, જેમાં પેહેલો તેને સજીવન કરવાની દવા મેળવવાનો, અગર તેમ ન થાય, તો બીજો તેની લાસને ઠેકાણે પાડીને પોતે બળી મરવાનો—એ પણ તું જાણી ગયો છે. હવે તેના વિષે જે હકિકત મળી છે, તે તરફ નજર કરીએ.

**તારા**, ભટકતી—રખડતી—લથડતી—એક નદીના કિનારાપર આવી

ચઢી. જ્યાં તેણે એક સમાધિસ્થ બાવાને જોયો—કે જે બાવો તેણીને અરવલ્લીના પહાડી પ્રદેશમાં અખાડી રહેઠાણમાં બેભાન સ્થિતી વચ્ચે અદૃષ્ય જોવામાં આવ્યો હતો. તેની પાસે તેણી ગઇ, અને દુઃખિયારી બાળા દુઃખની મારી રડી પડીને તેને પગે પડી. યોગિ તોં તેની સર્વ હકિકત જાણતો હતો, પણ તેમને તો આ બાજી રમાડવી હતી, પછી શા માટે તે પોતેજ બોલે ? શ્રીરામ શું જગ્ત-નિયંતા ન હતા ? શું સર્વ વસ્તુનું ગુપ્ત રહસ્ય જાણી શકતા ન હતા? શું તેના પર વિપત્તીનાં વાદળો આવી શકે તેમ હતાં ? શું તેમનાપર થએલા સંસ્કાર તે જાણીને સહન કરવા બદલે માયાવૈ શકિતથી નહોતા સહેતા ? કૃષ્નનો ગોપીયો પ્રત્યેનો રાસ—બાળક્રીડા, અને તે મહા પુરૂષને અધમ આંખથી જોનારા નિંદકો, તેના વિષે ઉચ્છિષ્ટ બોલે, તો તેને તે લાયક હતા ? ના—માત્ર માયાવી શકિતથી તે સર્વ કરી શકતા હતા, તે જાણી શકતા હતા; પણ ભૂમિપરનો અત્યંત ભાર દૂર કરવાને માત્ર મનુષ્ય ચેષ્ટાથી કામ લહેતા હતા—તેવીજ રીતે આ મહાન તપસ્વી પણ તેવુંજ કામ લેવામાં યોગ્યતા માનતો હતો. મહાન પુરૂષોને કીર્તિની દરકાર હોતી નથી. તેનું પ્રચંડ તપોબળ તો પ્રગટજ જણાય છે, તો પછી તેને મૃગજળમાં રહીને શું ઉદર ભરવું હતું ? માત્ર તેને તેનું કર્તવ્ય કરવું હતું. ને તે નિયમસર કર્યા જતો હતો—આ સમયે પણ તારાની હકિકત સ્થિરપણે સાંભળતો હતો. સમાધિમાંથી મુકત થઇને તેણે તારાને સઘળું પુછવા માંડયું હતું.

"કયું બેટી ? ક્યા સિતમ હય ? કુચ્છ કહેગી તો સહી ? કુચ્છ હાલ સુનાયગી તો સહી ?"

" હા. મારા અન્નદાતા મુની ? હું કહેવાજ આવી છું. પણ મહારાજ ? હું મારૂં દુઃખિ વૃત્તાંત કહું, તે પહેલાં મારે એટલું કહેવું

છે, કે એક મ્હારો ભલો ભાઇ પાસેના વગડામાં એકાએક કંઇ થઇ જવાથી બેભાન થઇ ગયો છે. મને તો લાગે છે, કે તે મરી ગયો છે, અરેરે! કેવો ભલો માણુસ? કેવો પવિત્ર પુરૂષ? હાય! શું તે જીવતો થશે?"

"હોગા—જો તે ભલા હોગા—જો તે પવિત્ર હોગા, સો ઉનકું ઉનકા ભાગ્ય યારી દેગા—મગર મયે પુછતા હું કે એ ભલી ઓરત? તું જંગલમેં કયું આઇ?" **તારા** આ પ્રશ્નનો જવાબ આપે, તે પેહેલાં **અભયસિંહ** અને **તર્કપ્રસાદ** વચ્ચે હુલ્લડ થયું. **તારાના** મ્હોડામાંથી પોતાના ભાઇના મરણની વાત નીકળતાં **તર્કપ્રસાદ** ચમક્યો! એ ભાઇ બીજો નહિ, પણ પોતાનો પવિત્ર છોકરોજ છે, ને તેજ મુવા એમ લાગ્યું. તેને હવે પોતાના પાપ પર દૃષ્ટિ પડી. તેને પોતાનાં અધમ કર્તવ્યનું ભાન થયું. તે હવે આ પ્રચંડ તેજ જોઇ શક્યો નહિ. બે સતીઓ વચ્ચે મહાન તપસ્વીનું તપોબળ, નહિ **અભયથી** કે, નહિ **તર્કપ્રસાદથી** સાંખી શકાયું. તેઓ તો એકદમ ત્યાંથી નાઠા—અને જોધપુર જઇને જલદીજ તપાસ કરવા બહાર પડવું, એમ વિચાર કર્યો. આ વિચાર **અભયે** દર્શાવ્યો. **તારા** પર ભરૂંસો રાખનાર, **તર્કને** તેણે સમજાવ્યો. તોપણ અધીરા મનના **તર્કે** એકદમ જોધપુર જઇને આ સુંદરીઓ આજ સ્થળમાં હોય, એટલામાં પોતાના પુત્રની તપાસ કરીને મારતે ઘોડે આવવા ત્યાંથી ઉપડયો. **અભયને** વિટંબના થઇ. તેને સુડી વચ્ચે સોપારીનું થયું. **તર્કપ્રસાદનાં** કાવતરાંથી પોતાનો સંસાર ધુળ મળ્યો છતાં, વધુ વિપત્તિ આવવાનું ચિન્હ તેના તરફથી જણાયું. તેને ત્રિશંકુનું થયું. **તર્કપ્રસાદ**, તેના દીકરાના મર્ણ પછી કદી **તારાને** જીવતી જાણીને તેના પર આરોપ મુકશે, અને વાત ખુલ્લી થશે, તો વિના મોતે બેઆબરૂ થઇને મરવું પડશે."

એમ અવિચારી **અભયે** જાણ્યું. તેનું પાપ તેના મોં આગળ દેખાયું. "નાદાનકી દોસ્તીમેં જીવકા ઝયાન" એ કહેવત યાદ આવી. પણ ફસાઈ પડેલા **અભયે**, **તર્કપ્રસાદને** લાલચ, અને લોભમાં નાખીને શાન્ત કરવાના દરેક ઉપાય યોજતો જોધપુર ગયો. અહી **તારાએ** પોતાની વાત શરૂ કરી—"મહારાજ? હું એક દુઃખિયારી બાળા છું. મારૂં વૃતાંત બહુ લાંબુ છે. તોપણ ટુંકમાં કહું છું કે હું જેટલી અભાગણી તેટલીજ પાપિષ્ટ સ્ત્રી છું. મેં મારે હાથેજ મારા સુખનું નખોદ વાળ્યું છે. અરેરે આ દુઃખિ દીન મારા પોતાનાજ અજ્ઞાનપણાથી પ્રાપ્ત થયો છે—હું એક પવિત્ર અને પતિવ્રતા ઓરત છતાં કારસ્તાની કૂતરાને શરણે થઇને હડકાયી બની છું. એ મહારાજ? હું અધમ છું."

"મત રડ—બોલ દે, તું કયસે અધમ હુઇ? કયા પાપ કીયા?" '**પ્રમાદસુંદરી** પાછળ ઉભા છે, અને વળી તેણીને પોતાના મનની અંદેશા ભરેલી બાબતો ખરી થશે, એમ ધારીને આ વિનોદ ચલાવ્યો. તપસ્વીના આગ્રહે **તારાએ** પોતાની કર્મ કથા શરૂ કરી. "મહારાજ? હું ભાટી દરબારની કન્યા **તારા** છું. મહા પ્રતાપી વીર પુરૂષ **કલાજી** રાઠોડના પ્રતાપે હુ પવિત્ર રહી છું. પણ મેંજ—મેંજ મ્હારા સ્વાર્થને ખાતર તેની જીંદગીનું નખ્ખોદ વાળ્યું છે. મને પવિત્ર રાખવા માટે તેણે જે કાળજી ધરાવી છે, તેણે જે જોખમ વેઠયું છે, તેણે જે ભોગ આપ્યા છે, તે માટે મારે જે ઉપકાર માનવો જોઇએ, તેનો જે બદલો વાળવો જોઇએ, તે જુદીજ રીતે વળાયો છે. **કલાજીને** પરણવાની લાલચે મેં **અભયસિંહ** રાઠોડ મારફત તેની પવિત્ર પ્રિયા **પ્રમાદસુદરી** માટે વહેમ નખાવીને પ્રેમથી દૂર કરાવી, પણ છેવટે એ પવિત્ર પુરૂષે પોતાની ટેક ન છોડીને પોતાના મિત્ર **અભય** સાથે મને પરણાવી. હીણુ અક્કલના **અભયે** પ્રથમ તો

**કલાજીને** પોતાના દરબારમાં રાખ્યો, પણ રાજ ખટપટી અને **પ્રપંચી** **તર્કપ્રસાદ નામના** હીચકારા કારભારીએ, પોતાના સ્વાર્થને ખાતર અમને દરેકને જુદું સમજાવીને અમારૂં નખ્ખોદ વાળ્યું. **અભયને એમ** સમજાવ્યો, કે " તારી **સ્ત્રી તારાને કલાજી** સાથે સંબંધ છે." મને અને **કલાજીને** છુપી મસલતમાં સામેલ કરીને **અભયને** બતાવ્યું કે " આ **સ્ત્રી** કલંકીણી છે." આ ઉપરથી કાચા કાનના **અભયે, કલાજી**પર કાવતરૂં રચ્યું. અને જુઠો કાગળ બનાવીને **કલાજીની** સહી લીધી. તે કાગળ **કર્નલલેલીને** બતાવીને દિલ્લી સરકાર માર-ફતે **કલાજી**ને ખોટી **રીતે** કેદ કરાવ્યો, તે પછી મને મારી નાખ-વાને માટે એ ચંડાળ **તર્કપ્રસાદે, અભય**ને ઉશ્કેર્યો, અને પોતાના છોકરા **કમળાપ્રસાદ**ની મારફતે મારૂં ખૂન કરવા મને જંગલમાં મોકલી. પવિત્ર અને જ્ઞાની **કમળાપ્રસાદે** મને મારવા વિષે હકીકત કહીને તે રડી પડયો. તે પોતાના પિતા તથા રાજાના અધમપણા વિષે પશ્ચાતાપ કરીને મને આ સઘળો ખુલાસો તેણે કર્યો; અરે ! હું અજાણુને તેણેજ આ ખબર આપી. આજ સુધી હું અંધ હતી, બિલકુલ અજાણ હતી. તેણે મને દેખતી કરી, અને મને એક બ્હેન તરીકે ચાહીને તેણે એ અધમ કૃત્ય કરનારને સજાએ પહોંચાડવા માટે પણ લીધો. અરે ! અરે ! તેવામાં તો તે મુર્છિત થયો, અને હું અનાથ **તારા**—

" અનાથ **તારા** ? હું દુઃખિયારી **પ્રમાદ**ને કહેવા અહીં આવી ? " આંખમાંથી આંસુનાં નીર ટપકતાં હતાં. હૃદયમાં સત્યતા-નો ઉમળકો ઉછળતો હતો. પુર્ણવાત થઇ રહેવાની વાટ જોતી હતી એવી **પ્રમાદ** એકદમ દોડતી આવીને **તારા**ને ગળે વળગી પડી.

" કોન હય ? **પ્રમાદસુંદરી** ! તું કાંહાસે ? કયું આઇ ? " યોગિએ અજાણપણે પુછયું.

" હા—હું હતભાગી—હીણાયલા નશીબની **પ્રમાદ** આવી. મ્હારા ભાગ્યે મને મોકલી. મારી બ્હેન **તારા**ને મળવા આવી. " **પ્રમાદ**, **તારા**થી છુટી પડીને બોલી.

" બેન **પ્રમાદ**? અરે હું પાપીણીને મળવા આવી? કયાંથી? અભાગી **તારા**નાં અધમપણાને ન નિહાળીને મળવા આવી?" **તારા** રડતે સાદે બોલી.

" બોલ, બ્હેન? બોલ. મેં તારા નિર્દોષપણાની સઘળી હકિકત અહીંજ છુપી રહીને સાંભળી છે, અને તારા અધમ ધણીનાં અપવિત્રપણા વિષે હજી સુધી મેં નિહાળ્યું નહોતું, પણ હમણાંજ તેના પાપી પાખંડથી તે પ્રગટ થયો છે, હું ભોળીનાર શું જાણું? પણ તેના દુષ્ટ વિચારેજ મને માહિતી મેળવી આપી છે, તે આ યોગીરાજની ઝુપડીમાં છે, બ્હેન? હુ વધુ ખબર કહું, તે સાંભળ! હવે મને સુજે છે, કે મને તે લોકોએ ફસાવી છે, પણ ના' ફસાવી નથી, તેણે મ્હારાપર કૃપા કરી છે, અગર જો એ લોકો પ્રપંચ કરીને મને આ ગુરૂના શરણમાં નાખતે નહિ, તો આ ભેદનો ગંભિર ખુલાસો કદી પણ થતે નહિ, હાય? પણ એ પાપીઓની શી વાત કહું?" **પ્રમાદ**ની આંખે અંધારાં આવ્યાં.

" કહે, બ્હેન? વળી તારાપર શું કોપ ગુજાર્યો? તારા ધણીને ન છોડયા, તો તને છોડે? તને શું કહ્યું?" **તારા**એ પુછ્યું.

" મને પ્રથમ **કર્નલલેલીને** બંગલેથી જુઠું સમજાવીને ઉપાડી! **કલોજી**, **તારા**ને લઇને ન્હાસી ગયો છે, માટે તેને બન્નેને ધિઃકાર દેવા ચાલ. હું ભોળી, અરે, અભાગી અબળા તેના વિશ્વાસે ચાલી, અને **તર્કપ્રસાદ** સાથે ગુરૂના આશ્રમમાં આવીને રહી. હવે મને લાગે છે, કે એ પાપીઓએ પોતાની બુરી મતલબ સાંધવાજ મને ત્યાંથી જુઠું સમજાવી ઉપાડી હશે—કેમકે અગર જો હું ત્યાં હૈયાત

હોઉં, તો તે **કલાજી** માટે જે કામ કરે, તેમાં હું વચ્ચે પડું, એમ તેને લાગ્યું હશે. પણ અરે, તે પછી હમણાં મને આવીને તેઓ કહેવા લાગ્યા, કે **કલાજીનો** પતો નથી; અને તું મને વર! અરે, તેમ કહેતાં હિચકારો શરમાતો નથી, અને મને વધુ દુઃખમાં નાખવા કહે છે, કે "તારો બાપ મરી ગયો. હાય! તેના દુઃખથી વધુ દુઃખિ થઇને મારી માતાને મળવા સારૂ મેં તેની સાથે જવા કબલ્યું. અને હું ગુરૂની રજા લ્હેવા આવી, પણ ત્યાં તો આ પાપનો ઘડો ફુટયો, અને એ અધમ, ચંડાળ, કૃતઘ્ની અને પાપીઓના પ્રપંચ પ્રગટ જણાઇ આવ્યા. પણ બ્હેન? ક્હેની? **કલાજી** સલામત તો છે?"

"હા બ્હેન? તારો ધણી સલામત છે, તે ખોટાં તહોમતથી પકડાયો છે, પણ ફિકર ના કર–હવે આપણે એ મળ્યાં છે, તો ઠીકજ થશે. ગુરૂના પ્રતાપે કંઇક કરશું. **અભય** મારો ધણી છે, પણ ફરજ, મારી દાતા છે. પણ **પ્રધાનપુત્ર**–કે જે આપણને આ કામમાં મદદગાર થઈ પડ્યો છે, તેનું શું કરવું? અરેરે! તેની લાસને હું એકલી મુકીને આવી છું, તેનું શું થયું હશે?"

"બેટા!–મત ગભરાઓ. ઉસકું અચ્છા હુવા હય–વો તેરી શોધ કરતા હય. દેખ તેરા ગાડીવાન ઓર તેરા ભાઇ ચલા આતા હય!" ગુરૂયે તેઓને આંગળીથી બતાવ્યાં. અને સુંદરીઓ હર્ષમાં ઉઠીને પ્રધાનપુત્રને ભેટી પડી–**તારા**એ છુટી પડવાનો પોતાનો ખુલાસો કર્યો–**પ્રમાદ**ની ઓળખ કરાવી, અને યોગિપાસે આવ્યાં.

"પણ **અભયસિંહ** અને **તર્કપ્રસાદ** આ પાસેજ છે!" તેઓને મેં માર્ગમાં જતા જોયા છે." પ્રધાનપુત્રે કહ્યું.

"હા–તે, મને ઉડાવી જવાજ રોકાયલા છે" **પ્રમાદે** કહ્યું.

"ત્યારે ત્યાં જવામાં જોખમ છે. જો તમો દિલ્લી જઇ શકો, તો હું વધુ બાતમી મેળવીને તમારી પાસે આવી પહોચું. ગાડીવાન

પણ બિચારો શંકાશીલ થઇને પાછો ફર્યો, ને તેણેજ મને શાન્ત કર્યો. તેની ગાડી તૈયાર છે. ગુરૂરાજની રજા લઇને **કલાજી** કને દિલ્લી જાઓ. "

" હા–દરબાર મને મદદ કરશે. " **તારાએ** કહ્યું.

" મને પણ વચન આપેલું છે, કે તે યોગ્ય વખતે મને મદદ કરશેજ. પણ ત્યાં પ્રધાનપુત્ર આવે, તે પેહેલાં મારી ભલી માતા મેડેમ **મોરગરેટ** અને મીસ **લયલાને** મારી ખબર કરીને મી. **લેલીની** મદદ માગે, અને તે પછી દિલ્લી આવે—"

" હા–એ વધુ ઉત્તમ છે–ચાલો. ગુરૂરાજની શી ઇચ્છા છે ?" **કમળાપ્રસાદ** બોલ્યો.

" તુમ જાઓ. મેંભી પીછાડી આતાહું. સુંદરી ? જાઓ. તુમેરા કામ સફળ હોગા. "

" જય–મહારાજ. આપ ત્યાં પધારો, અને હમારાં દુઃખ ટાળો." એમ કહી સર્વે નમીને ત્યાંથી છુટાં પડયાં. **તારા, પ્રમાદ** અને **ગાડીવાન** દિલ્લી તરફ ચાલ્યાં. **પ્રમાદનો** સંદેશો લઇને ધણી સાથે **કમળાપ્રસાદ** મી. **લેલી** પાસે થઇને જોધપુર ગયો. અને યોગેન્દ્રનાથ આશ્રમમાં ગયા.

---

## પ્રકરણ ૧૫ મું.

### કલાજીના પક્ષવાદી તરીકે બે રાજબાળા.

---

ગીતિ—પ્રેમ દબે પાતાળે. તોપણ નભ સ્નેહ ન્યાળતો આવે;
ગગન શશિ ઉન્નત પણ, ભૂમિ પરનું કુમુદ પ્રફુલાવે.
( બહાદુરકલો ને અનાથ તારા )

**પ્રમાદસુંદરી** અને **તારા** બન્ને સ્ત્રીઓ માત્ર **કલાજીની** પ-

વિત્ર અને મીઠી મહોબત માટે પોતાના જાનનો ભોગ આપવો પડે તો આપીને પણ તેને બચાવવા દિલ્લી તરફ ચાલી નીકળી. તેણીઓને હવે ઘણી હિમ્મત આવી. યોગેન્દ્રનાથ ગુરૂની પ્રસાદી પામેલી બે રાજબાળાના ભાગ્યનો ઉદય થયો. પાપીનું પાપ પ્રગટ થવાના ચિન્હ પ્રગટ જણાયાં. ભેદનો ખરો ખુલાસો થયા પછી તેણીઓ પોતાપર આવી પડેલી આફતને ન ગણકારતાં તેની સામે લડવા તૈયાર થઇ. કેટલાક દિવસોના અપવાસથી અંગમાં બિલકુલ તાકાત નહતી. અને તેમાં તેનાપર પડતાં સંકટોથી તે સબુરી રાખતાં તેઓ કૃષ બની ગઇ હતી, તોપણ તે આ વખતે બળવાન અને તેજોમયી બની હતી. ડગલું પણ ચાલી શકવાને તે અશકત હતી, તો પણ તે ગાઉના ગાઉ ચાલી શકવાને શક્તિવાન થઈ હતી. માબાપના લાડમાં અને ધણીના પ્યારમાં તે ઘણી કોમળ બની હતી, તો પણ તેઓ આ વખતે વજ્ર અને હિમ્મતવાન રહી હતી. તેણી ગુરૂરાજ યોગેન્દ્રનાથને બિલકુલ બીજી રીતે ઓળખી શકી નહતી, પણ આ ગુરૂએ તો ખાસ પોતાના પવિત્ર અને માયાળુ શિષ્યની પ્રેમાળ સ્ત્રી તરીકે ઓળખી હતી, ને તેથીજ તેણીઓને માર્ગ બતાવવાને આટલી ખટપટ ઉઠાવતો હતો. પ્રમાદને પોતાના એકાન્તવાસમાં રાખવાની મતલબજ એ હતી. અને અંતે તેણીઓને તેની પવિત્રતામાં ફતેહમંદ કરવા ત્યાંથી વળાવી હતી.

ગાડીવાન ઘણો ભલો અને દયાળુ હતો. તે આ રાજકન્યાની સાથે દિલ્લી જવાનો હતો. પોતાની ગાડી આ સ્થળથી ઘણી દૂર હતી, અને તેથી તેઓ ધીમે ધીમે ચાલતાં હતા—ગાડીવાળો પોતાની કાલી કાલી, અને ભોળી બોલી બોલીને આ રૂપસુંદરીઓને રાજી કરતો હતો. પ્રમાદ, તારા તરફ, અને તારા, પ્રમાદ તરફ હવે ભિન્ન ભાવથી જોવા બદલે એકજ ભાવથી, અને તે પણ નિર્દોષ

સંબંધથી નિહાળતાં હતાં—જે બનાવ બન્યો છે, તે કુદરતી છે, એમ માનીને તે બને બાળાઓ, ખાસ **કલાજીના** પક્ષવાદી તરીકે ચાલી હતી. માર્ગમાં **તારા, પ્રમાદને** તેની હરણ થવાની હકિકત પુછતી રસ્તો કાપતી હતી. **પ્રમાદે,** બહારવટીયાના રહેઠાણમાં જાળવેલી પવિત્રતાની વાત કહીને, કર્નલ **લેલી** સાથે થએલી ગંભીર હકિકત કહી બતાવી હતી. આ અંગ્રેજ સાથે થએલી ઓળખનો મળેલો લાભ, અને તે પરથી મેળવેલો અનુભવ, **તારાને** સાફ દેખાઇ આવતો હતો. રાજવંશી સ્ત્રી કદી પણ એવો અનુભવ ન મેળવી શકે, તેવી રીતે તેણીએ સર્વ અનુભવ્યું હતું. ને તે સત્સંગનો, **પ્રમાદ** આ વખતે સદુપયોગ કરવાનો વિચાર રાખતી હતી. અર્થાત્ પોતાના ધણીને છોડાવવાને માટે તેણે ખાસ પક્ષવાદીનો વેષ ધારીને જવાનો ઠરાવ કર્યો હતો. તેને તેમાં જે બારીકી શોધી હતી, તે દરેક બાબત **તારાને** સમજાવતી હતી. **તારા, પ્રમાદના** ડહાપણ પર આફરીન થતી હતી. **પ્રમાદ,** મીસ **લયલાનાં** વખાણ કરતી હતી. અને તેણીની કેળવણી તથા તેણીના વિચાર સાથે પ્રીતિનાં જ્યારે **પ્રમાદ,** અધિક વખાણ કરતી હતી, ત્યારે તેણીનાથી રડી જવાતું હતું. પ્રદેશવાસી, પરજાતી અને સુધરેલ બાળા છતાં, દેશી સ્ત્રીપર તેણીની મમતા, તેની વાણી અને વિચાર પર તે દૃઢ બનીને **તારાને** સમજાવી પોતાનો અનુભવ દર્શાવતી હતી. **તારા** પણ એક નવી શાળામાં નવું શીખતી હોય, તેમ માનતી હતી. ને તેવામાં ગાડીવાને જ્યાં પોતાની ગાડી અને બળદ રાખ્યાં હતાં, તે સ્થળમાં લગભગ આવી પહોચ્યાં હતાં. પણ ત્યાં આવી પહોંચે, તે દરમ્યાન તેણીને બે સ્વાર મળ્યા હતા. આ સ્વારો આ રૂપસુંદરીને જોઇને થંભ્યા, પોતાના ઘોડાની લગામ દાબીને તેઓ એકદમ નીચે ઉતરી તેઓની વચ્ચે પડી આડા ઉભા. **પ્રમાદે** હિમ્મતથી કહ્યું. " કેમ ભાઇ ? તમે કોણ છો ? અમને માર્ગ

લ્હેવા દેવાનો અટકાવ કરીને તમારે વચ્ચે ઉભવાની શી જરૂર પડી ? અમારા કહેવાથી કંઇ ગેરઇનસાફ થાય, તો માફ કરજો. અમને જવું છે, માર્ગ આપો. આસપાસ ઝાડી છે, તેથી તસ્દી આપવી પડે છે. માફ કરજો. બે મિનીટનું કામ છે."

"ખુશીથી માર્ગ આપીશું. પણ મને કહેશો, કે તમે કોણ છો ? અગત્યના પ્રસંગે તમને પુછીએ છઇએ. પુછીને તમને હરકત કરવાના નથી, એમ સમજીને ખરી વાત કહો."

"હમે રાજકન્યા છઇએ. અને ચોક્કસ કારણે હમે અહીંથી દિલ્લી જવા ધારીએ છઇએ. મારો આ ગાડીવાન છે, તેની ગાડી પાસેની વાડીમાં છે, તેથી ચાલતાં જઇએ છે" **તારાએ** તેઓને ખરા ખુલાસાથી જવાબ દીધો.

"ખુશીથી જાઓ–પણ—

"બોલો. તમે શું કહેવા ઇચ્છો છો ? **પ્રમાદે** તેઓને બોલવાની છુટ આપી.

"બાઈ ? તમારા બેમાંથી કોઇ "**પ્રમાદસુંદરી**" એવું નામ છે ?"

"કેમ ભાઇ ? તેનું કંઇ તમને કામ છે ?" **પ્રમાદે**, નિર્ભયપણે પુછ્યું.

"હા, બાઇ ? તેમની શોધ માટેજ હમે નીકળ્યાં છે."

"કોણના તરફથી ?"

"એટલે ? શું તેના તરફથી કંઇ બેચાર શોધ ચાલુ છે ?

"હા, હું ધારૂં છું !"

"તમારા ધારવાપરથી હવે હમને પત્તો મળી શકે, એમ લાગે છે. બેચાર શોધ કોણ કરતા હશે, તે ખબર નથી. પણ અમે તો **લેલી** સાહેબ તરફથી નીકળ્યા છે."

" ઓ ! મારા **લેલી** સાહેબ તરફથી ? મીસ **લયલા** અને મેડમ **માર્ગરેટ** કેમ છે ? "

" સારાં છે, પણ ત્યારે તમેજ **પ્રમાદસુંદરી** ? "

" હા, ભાઇ ! હુંજ, તે હીણભાગ્યની અબળા. "

" શાબાસ–ઠીક પત્તો મળ્યો, ત્યારે તો હવે તમે હમારી સાથે આવશો કેની ? મીસ **લયલા** તમને બહુ જંખે છે, મેડમ **મારગરેટ** પણ હમેશ યાદ કરે છે. "

" ભાઇ ? હમારાથી હાલ આવી શકાશે નહિ, કેમકે હમને દિલ્લી કામ છે, અને તે કામ એવું છે કે તેની બીના મૂખથી કહી શકાય તેમ નથી, પણ કર્નલ **લેલી** સાહેબને મારે નામે સલામ કહીને કહેજો, કે તમારી પાસે જે માણસ મારી ઇંધાણી લઇ આવેલો છે, તેને ઘટતી મદદ આપીને જો બને તો દિલ્લી આવજો, જેવા તમે રક્ષણ કરનાર થયા, તેવાજ હવે મદદગાર થજો. "

" પણ બાઇ ? બંગલામાંથી તમે શામાટે ન્હાશી ગયાં ? "

" ભાઇ ? હું નાશી ગઇ નથી, ત્યાંથી મારા પિતાને ત્યાં જવું ન ગમ્યું, તો હું ન્હાસી કેમ જાઉં ? અરેરે ! મારી દાસીના કહેવા મુજબ હમારી કોમ મ્હારા માટે તરેહવાર બોલતી હતાં, છતાં એ અંગ્રેજ કુટુંબના માયાળુપણાથી હું બિલકુલ ગઇ નહિ, તો ન્હાસી કેમ જાઉં ? પણ અરે ! હું દુર્ભાગી એક કારસ્તાની કૂતરાનો ભોગ થઇ. હું કાચાકાનની અબળા પ્રેમના ઘેલાપણામાં મૂર્ખ બનીને મેં મ્હારા બચાવનાર **લેલી**ને તસ્દીમાં નાંખ્યા–"

" ત્યારે શું તમે કોઇ આદમીના કહેવાપરથી ચાલી નીકળ્યાં!"

" હા–જોધપુરના રાઠોડ **અભયસિંહ** દરબારની જુઠી સમજાવટથી હું ચાલી આવી. પણ હવે વખત થાય છે, માટે તમે જાઓ, જોધપુર દરબારે કરેલાં કાવતરાંથી કેદમાં પડેલા **કલાજી** માટે બે

રાજબાળા તેનો પક્ષ કરીને દિલ્હી જાય છે. જો એ કાવતરામાં **કલાજી** તદન નિર્દોષજ છે તો, જો હમે પણ પવિત્રજ હઈશું અને એ કાવતરૂં કરનાર **અભય** અને **તર્કપ્રસાદ**, ચોકસ ગુન્હેગાર હશે તો, તેઓને ઇનસાફ આપવાને ઇશ્વર સદા તત્પરજ હશે. હમે એક અબળા તરીકે ગુમાન રાખીને નહિજ, પણ એક રાજવંશીના બીજ તરીકે મગરૂર થઇને જઇએ છઇએ, અને ત્યાં જઇને ખાસ આ ઇનસાફના પક્ષવાદી બનીને **કલાજી**ને છોડાવવાની હિમ્મત રાખીએ છીએ. જો કે અલબત તેમાં મી. **લેલી** સાહેબની અને ખુદાવંદ નામદાર **દિલ્હી સરકાર**ની સાહ્યતા તો જોઇશેજ, તોપણ અધર્મી, ને કાવતરાબાજને, તેના યોગ્ય, અને નિર્દોષ ને ધર્મીષ્ટને તેના યોગ્ય ઇનસાફ મળશેજ, એમ ધારી જઇએ છીએ, તમે પણ સાહેબને વાત કરજો. "

" ધન્ય છે. એક અબળા જાત છતાં આટલી વખાણવા લાયક હિમ્મત કરવાનું જે ઉત્તમ પગલું ભરો છો, તેને માટે ખરેખર ધન્યવાદ ઘટે છે. "

" તેમાં બજ્યું વખાણવા લાયક શું હતું ? મારા વ્હાલાનું નિર્દોષપણું જાહેર કરવા, અને તેનો પવિત્ર પ્રાણ બચાવવા હું દિલ્હી દરબાર તો શું, પણ તેથી એ ભલા ધનેશ્વરીની મદદ મેળવવા જવું હોય, તો ખરી ખુશીથી જાઊં, અને તેમ કરતાં મારા જાનનો ભોગ પણ આપવો પડે, તો પણ દીલોજાનથી આપું. "

" શાબાસ, શાબાસ, ધન્ય છે તમારી હિમ્મતને, ક્ષત્રી બચ્ચાં તો એવાંજ વીર જોઇએ. હમે ધારતા હતા, કે હાડી રાણી અને મેવાડ રાણી સિવાય એવી બહાદૂર રજપુતાણી નહિ હશે, પણ તેઓને શરમાવી નાખે, તેવી તમે તો લાગો છો. જો તમો આવો તો સારૂં, પણ વધુ હઠ કરીને લઇ જવાને હમે દિલગીર છીએ. કેમકે

આ કામ તાકીદનું છે. જોધપુર દરબારનું આ પગલું ઘણું હલકું છે કેમકે જોધપુર દરબારે પોતાની રાણી કોઇને લઇને ન્હાસી ગઇ છે. તેને પકડી લાવવા ઇનામ છપાવ્યું છે. જો તે પછી એજ જોધપુર દરબારે તેની રાણીને મારવા મોકલેલા મારા પકડાયેલા છે. ને તે પરથી સાફ સાહેબને જણાયું છે, કે કંઇ કાવતરૂં છે ! પણ પ્રધાન પુત્ર ત્યાં જશે, એટલે જણાશે. **અભયસિંહેજ, કલાજીને** કેદ કરાવ્યો છે, અને **કલોજી, પ્રમાદ**ના હાથનો ઉમેદવાર છે, એમ જાણીને, મેડેમ તથા તેની પુત્રી બહુ અફશોસ કરે છે. સાહેબ પણ ગુન્હેગારોને પકડવા માટે ચોતરફ ફરે છે, અને **અભયે** કરેલા અઘટિત કામનો પસ્તાવો કરે છે. કહે છે કે **અભયસિંહ** તે રાજ ચલાવવાને લાયક નથી, એમ તેના કામપરથી લાગે તેવું છે. ખેર, હવે હમે જઇશું, અને મી. **લેલી** સાહેબને અમે કહીશું. "

" તમારી મેહેરબાની થશે. માફ કરજો ભાઇ, તમને તસ્દી, પડી, તે માટે માફી ચાહું છું ! "

" ફિકર નહિ બ્હેન ? તમારા જેવાં પવિત્ર બાનુને મદદગાર થઇએ, તેવું અમે તો હજી ઇચ્છીએ છીએ, તમે એકલા દિલ્લી જાઓ તેના કરતાં હમે તમને નિર્ભયપણે મુકી આવવા તૈયાર છીએ. "

" પણ સાહેબને ખબર આપવી જોઇએ. તમે તો પારકા નોકર, રજા વિના કેમ આવી શકો ? "

" હમારા બેમાંથી એક જઇએ, તમારા માટે સાહેબ કંઈ હમને બોલશે નહિ. જો મરજી હોય તો આવીએ. "

" આવવા દો. અને એક જણને સાહેબ પાસે મોકલો. ગમે તેમ પણ અબળા તે અબળાજ, અને પુરૂષ તે પુરૂષજ. " **તારાએ** વચ્ચે કહ્યું.

" હા, મોટી ખુશીથી ! જો તારી મરજી છે, તો ભલે આવો,

પણ બિચારાને નાહક તસ્દી—

" બિલકુલ તસ્દી માનવી નહિ. અમે પણ રજપૂત છીએ. તમે હમારાં બ્હેન છો. " " ત્યારે ભાઇ એમજ ? તું જા, અને સાહેબને બાઇની સઘળી હકિકત કહે. હું તેની સાથે ગયો છું, અને સાહેબને તેડાવેલા છે, એ પણ કહેજે !"

" વારૂ ભાઇ ! બાઇ સાહેબ ? હું રજા લઉં છું. "

"વારૂ ભાઇ ! જાઓ. આવજો. દીલગીર છીએ કે હાલ હમારાથી તમારે માટે કંઇ પણ બની શકતું નથી. "

" ફિકર નહિ બાપુ ! તમો જ્યારે સ્થિર થાઓ, તો એજ હમને મળી ચુકયું. પણ ભાઇ રણજીત ? ભાતું તો લહી લે ? તમે ખાશો શું ?" **એભલ** ભાતાનો દાબડો કાઢતાં બોલ્યો.

" હા, લઇ લ્હે ભાઇ ? કેમકે હમે અભાગીની પાસે ખાવાના પણ વાંધા પડશે, ઘણી લાચારીમાં છઇએ ભાઇ ? રાજ્યકુંવરી છતાં ભિખારી કરતાંએ કંગાળ સ્થીતીમાં છીએ. હાલતો તમારે દયા કરવી એજ હમારા પર અહેશાન છે. ને તેની આશિષ આપીએં, એજ હમારા તરફનો બદલો છે. "

" બાપુ ? તમારે હમારી ચિન્તા ન કરવી—હમે પણ માણસ છીયે, મુઠી અન્ન ખાઇએ છીયે. હમે હમારી ફરજ સમજીયે છે. હમે મોટા માણસ નથી, તો પણ હમારાથી બનતો ધર્મ બજાવવો, અને, ગરીબ હાલતે પૈસાથી નહિ, તો મહેનતથી પણ ઉપકાર કરવો, તે કંઇ ઉપકાર તરીકે નહિ, પણ ધર્મ તરીકે માનીયે છીએ તેમાં બદલાની આશા રાખતાજ નથી. "

એટલું કહીને **એભલ**, અને **રણજીત** ઘોડાપર સ્વાર થયા. **એભલ**, સાહેબના બંગલા તરફ ગયો, અને **રણજીત**, **પ્રમોદ**, અને **તારા** સાથે ગાડી તરફ ચાલ્યા. બળદો ધરાઇને ઉભેલા હતા.

એટલે ગાડીવાને તરત ગાડી જોડી. અને બન્ને સુંદરીને બેસાડી દિલ્હી તરફ હંકારી મુકી. **રણજીત** તેની સાથે ચાલ્યો. આ રીતે બે રાજબાળા, **કલાજીના** પક્ષવાદી તરીકે ચાલી નીકળ્યાં—

## પ્રકરણ ૧૬ મું.

### દિહલીના તૂરંગમાં કલાજીની મુલાકાતે.

" મહા પુરૂષ તો ખરેખર તેજ છે, કે જે ઊંચ સાધનથી ઊચ પુરૂષાર્થ સંપાદન કરે છે; કદાપિ તેમ કરતાં નિષ્ફળ થાય, અને દેશ પાર કરેલ કે બંધનમાં હોય, તોપણ તે પ્રસન્ન રહે છે. સારા **આરેલીઅસ** નામના રોમના મહારાજાની પેઠે તે રાજ કરો, કે **સોક્રેટીસની** પેઠે તેનો પ્રાણ લેવાઓ, ગમે તે અવસ્થા હો, તોપણ તે મહાજન છે" આ "અસ્તોદય" નાં વાક્યની મહત્તત્તા આપણી વાર્ત્તાના નાયક **બહાદુરકલાને** માન્ય છે. એમ હિમ્મતથી કહીશું. એક વીર પુરૂષનાપર એક પછી એક એમ મહા ગંભીર આફતે પોતાનું પ્રબળ ચલાવ્યું, તોપણ તેથી તે પ્રચિળિત થવા બદલે અડગ રહીને, શાન્ત રહીને ગંભિર થઇને અને ડહાપણ વાપરીને મહાજન બન્યો. અને તેને વધુ તેજોમયી કરવા આ સમયે પણ સહનશીલતાનો ઉત્તમ ખવાસ ધારણ કરીને તે દિલ્લી સરકારને શરણ થયો. આફતનો દરોડો પ્રતાપી, અટંકી અને સુજ્ઞ પુરૂષોપર વધારે હોય છે. આફત પોતાનું પ્રબળ એ મહાજનોપર વધારે ચલાવી શકે છે. ને તેજ પ્રમાણે **કલાજીપર** તે ફાવી છે, પણ જ્યાં સત્યપણાનું તેજ છે. ત્યાં મેઅંત સુધી ફાવી શકવાની નથી. તેજ મીસાલ પ્રપંચ પણ તેની પંક્તિ છે. એ સર્વ કળિનાં સાગરીત છે. પણ છેવટ તે પતંગરૂપ પ્રકાશ પામી નાશ થાય છે.

" કુલોજી કેદ થયો, અપમાન પામ્યો, દુઃખિ થયો, છતાં તેની આત્મવૃત્તિ બિલકુલ ખિન્ન થઇ નહિ. તેનું મન અસ્થિર હતું, તોપણ દુનિયાના અદ્દભુત મોજાના હવાઇ સપાટા તેણે અનુભવ્યા હતા, અને વધુ તો તેણે ગુરૂજ્ઞાન સંપાદન કર્યું હતું, એટલે સંસારની દરેક વસ્તુ, સમાન ચક્ષુથી નિહાળવાને તે શકિતવાન થયો હતો. અને તેથી બિલકુલ સુખદુઃખનો ક્ષોભ પામવા બદલે નિશ્ચિંત શાન્ત અને ગંભિર રહેતો હતો. અસ્તોદયનાં આભ્રોમા છવાયલો સુર્ય પોતાની ગતી સમજતો હતો. એટલે દુનિયાઇ સંસ્કારની તેને મતલબ ન હતી. અને એવી ક્ષણિક મતલબથી તે પોતાનું સાર્થક સફળ થએલું માનતો ન હતો. કુલાજીને સંસારપરથી વૃત્તિજ ઉઠી ગઇ હતી. સુખ પરથી મમતાજ મગી ગઇ હતી, અને સંબંધ પરથી દીલજ ઉતરી ગયું હતું, એટલે તે કશાની દરકાર રાખતોજ નહતો. મેહેલ, ઘર, ઝુપડી, તૂરંગ અને ખુલ્લી હવાવાળી શરદ કે ગરમ તેવી જગ્યા સર્વ જેને મન સમાન હતું તેને, સુખદુઃખના મનોવિકાર થાય, એ બનવાજોગ હોયજ કેમ ?

" કુલાજીને, પાલીગામથી કેદી તરીકે છુટો લઇ જવામાં આવ્યો. પાદશાહ પાસે ઉભો કરીને તેને અપમાનના ઉંડા ગારમાં ઉતારવામાં આવ્યો, અને અંતે તુરંગમાં પહેરેગીરોની નજરતળે કેદ કરવામાં આવ્યો, તોપણ આ સાધુ પુરૂષને લાગ્યું નહિ. ઇનસાફ સિવાય તેનાપર ગુન્હો સાબિત કરવામાં આવ્યો, ગુન્હાની મનસ્વી શિક્ષા થતાં તેનાપર જુલમનું દબાણ થવા લાગ્યું, તોપણ તેને બિલકુલ સંકટની અસર પેદા થઇ નહિ. જે વસ્તુપર વીજળી જેવી કઠોર વસ્તુ ફાવી શકી નહિ, તો આ સાદી ચીજ શી અસર કરવાની હતી ? કુલોજી નિશ્ચિંતપણે પોતાની જીંદગી કેદમાં રહીને ગુજારતો હતો. તેને આત્મજ્ઞાન પેદા થયું હતું, એટલે તે

બીજાનાં કર્તવ્ય જોવાને કે જાણવાને કંગાળ બન્યો હતો. ઇનસાફ થવાની કે તેમાં નિર્દોષ કરવાની, કે નિર્દોષ થઇને રાજ્ય મેળવવાની, કે રાજ્ય મેળવીને વૈભવ ભોગવવાની, કે વૈભવ ભોગવીને, સંસારના માયાળુ અને જંજાળી જીંદગીમાં ભટકતા જન્મ લેવાની, તેણે પરવા કે દરકારજ કરી નહિ. અલબત તેના મનમાં પોતે કરેલાં પાપનો પશ્ચાતાપ થયો—પ્રમાદની ખરી પ્રીતિનો વિશ્વાસઘાત કર્યો—અને કોઇ ગાનારીનો સંબંધ દઢ કરીને તેનો દાબડો ખોઇ તેને અપમાન આપ્યું, એ તેને બહુ લાગતું હતું, પણ તે બળવાન ન હતું, એટલે દ્રષ્ટિ વિકાર થયા પછી શાન્ત પામતું હતું, આ ગંભિર મામલામાં તેનાં ભાગ્યે હવે વિશુદ્ધિ પેદા કરી હતી. એ સાધુ પુરૂષને તેની મહત્તા પ્રગટ થવાનાં ચિન્હ જણાયાં હતાં, તે જોકે તુરંગમાં બેઠો હતો, તોપણ તેનું ભાગ્ય પ્રચંડ તેજથી પ્રકાશતું હતું. પ્રમાદ અને તારા તે માટે જેટલી કાળજી રાખતી હતી, તેથી અધિક કર્નલ લેલી અને પવિત્ર કમળાપ્રસાદ પ્રધાનપુત્ર ઉલટ રાખતા હતા. સદ્ભાગી પણ અભાગી કલાજી માટે જે ચોતરફ ચર્ચા કરવાને સર્વને ઉલટ આવતી હતી. તો દિલ્હીના તુરંગમાં પણ કલાજીની બહુ વાતો ચરચાતી હતી. સંત્રીની પાસે આવેલા બે પરોણા કંઇ કલાજીને નવું અજવાળું નાખતા હતા. કલોજી કેદમાં હતો. કેટલાક પેહેરેગીરોની વચ્ચે લોખંડના બંધ નથી તે રહેલો ન હતો, પણ માત્ર છુટોજ હતો. ભ્રમણામાંજ હતો, આ પરોણા સાથેની વાતચિત વખતે તે અર્ધ નિદ્રામાં હતો. એક બીજાનું વૃતાંત તે સાંભળતો હતો. મંત્રી, પોતાને મળવા આવેલા પરોણાને કુશળ વૃતાંત પુછ્યા પછી પરોણા માંહેના એક શખ્સે આશ્ચર્યતાથી કહ્યું. "ક્યા કહું યાર ? સુબ્હાનઅલ્લા ! રજપૂત ઓરતોકી મરદાનગીભી ઓરજ હય—કહેતે હય કે કોઇ કલાજી નામકા

બડા બહાદૂર રજપૂતકે લિયે વો દિલ્લીમેં આઇ હય—ઉસકી પર જૂઠા તહોમત ગીરા હય, વો સબબકે લીયે દોનુ ઓરત મદદ કરનેકું ચડી હય. ચડી હય તો સહી, મગર અયસા પુરાવા ક્હે કે આઇ હય, સો દિલ્લીકા સૂલતાનબી તાજુબ હો ગયા."

"અપને કયસા જાના ?—આપ યેહી ઓરતને કયસે પયં-છાનાં ?" મંત્રીએ પ્રશ્ન કર્યો.

"હમ દોનો દિલ્લીમેં આતેથે ! રસ્તેમેં આરામકે લીયે બયઠે, જબ વો ઓરતોંકી ગાડી આઇ. હમને પુછા, જબ ઉસને હકિકત સુનાઇ, હમને સુની."

"કયા કલોજી બીનગુન્હાયત હય ? ઉસકીપર જૂઠા તહોમત કીસને રખા હય ?"

"જોધપુરકા ઠાકોર **અભયસિંહને—અભયસિહ** બડા બદમાશ આદમી હય ! **કલાજી** ઉસકે વાસ્તે કીતના સીતમ ઉઠાકે ઉસને એક ઓરતકી સાથ શાદી કરાયા, અલ્લાહ ! ઉસકે અબ્વેજમેં યેહી નતીજા પાયા કે "યેહી ઓરતકી હીલચાલ ખરાબ હય, ઓર **કલોજી** ઉ-સકી સાથ સંબંધ રખતા હય." અયસા એક કોઇ દીવાનકી ખટ-પટસેં **અભયસિંહકે** કાનપર આયા, જબ **કલાજીસેં** તરકટ કરકે કેદ પકડાયા. ઇસવાસ્તે વો દોનો ઓરત આઇ હય. આંખ ખોલનેકે વાસ્તે વો ભટીયાણીબી **પ્રમાદસુંદરકી** સાથ આઇ હય. હમબી દો ચાર રોજ ઠયરેંગે. કયા મજા હોતી હય, વો દેખેંગે."

"કયાં છે ? એ સુંદરીઓ કયાં છે ? મને મેળવશો?" **કલોજી** યેલી હકિકત સાંભળીને ઘેલો થઇ ગયો. પોતાનાપર પવિત્ર પ્રેમથી ઝુરનાર **પ્રમાદનું** દુઃખિયારૂં વૃત્તાંત સાંભળીને તેની છાતીમાં વેદના થવા લાગી. તેનો આત્મા સંકોચાવા લાગ્યો. મનને વધુ વ્યાધી થઇ પડી. એક પાકજાદ ઓરતપર તેને પ્રેમ છુટયો.

"ઓ—ઓ—મારી **પ્રમાદ—પ્રમાદ**—તું ક્યાં હશે ? કેમ હશે ? કેવી હશે ?—અરેરે ! તારા પર શો જુલમ ? ઓ—**અભય** ! **અભય** ! તેં હમને કેવો બદલો આપ્યો ! **તારા** ! પવિત્ર **તારા** ! તને મેં કેવી ગારમાં નાખી ! અરે ! આ વાત ખરી હશે, કે તેઓ અહીં આવેલી છે ? ના—ના—તે અહીં નથી—તે આવવાની નથી. તે ક્યાંથી આવે ? તે મુજ સરખા પાપીને મળવાની નથી ! અરે તે મારા જેવી કઠોર થઇ હશે ? અરે, તે જીવતી હશે ? મારે માટે દુઃખ વેઠતાં તે કુશળ રહી હશે ? અરે ! ઓહ !" રડતે સાદે માથુ કૂટીને તે ભૂમી પર પડી ગયો, બે પરોણાઓ કે જે સ્ત્રીઓ હતી, તે એકદમ **કુલાજી**ને મળવા માટે પુરૂષના કૃત્રિમ વેશ દૂર કરીને પ્રગટ થઈ તેને બાઝી પડી. તુરંગમાં હો હા થઇ ગયો ! થોડીવારે ચૂપ, ચૂપ, ના અવાજથી સર્વ બંધ પડી ગયું. સંત્રી અને બીજા સિપાઇઓ ગભરાઇ ગયા. એકદમ એ બન્ને ઓરતોને સભ્યતાથી પકડી કેદ કરી લીધી. તુરંગમાં થએલી બેઅદબી અને નાદાનીથી ગુસ્સે થઈ, આખરે સંત્રીએ ઓરતોને સુલતાન હઝુર હાજર કરવાનો ઠરાવ કરી બે સિપાઇઓ સાથે પેલી સ્ત્રીઓને લઇ ચાલ્યો. દમ મારતો, ચૂપ રાખતો, **કુલાજી** બે ભાન હતો, તેની દેખરેખ રાખવાનું કહીને, **કુલાજી**ના પ્રેમ પાશથી તેણીઓને છોડાવીને તે દિલ્લી સરકાર પાસે, એવીજ હાલતે લઇ ચાલ્યો. **તારા**એ બહુ સમજાવ્યો. લલચાવ્યો, પણ અધમ સંત્રી ના માન્યો. આખરે તે રડતે દીલે ગઈ, શરમાતે ચેહેરે શાહ પાસે ચાલી ગઇ.

વાંચનાર ? આ પુરૂષ બનેલી સ્ત્રીઓ કોણ હતી ? **પ્રમાદસુંદરી** અને **તારા** હતી. તેઓ પુરૂષના પોશાકમાં **કુલાજી**ની મુલાકાતે આવી હતી. ગાડીવાન તથા મી. **લેલી**ના સિપાઇને દિલ્લીની બહાર ધર્મશાળામાં રાખીને પોતે મુલાકાતે આવી હતી. સંત્રીને લલચાવીને,

તેને માટે મેવા વગેરે લાવીને, માત્ર તેનીજ મુલાકાતને બ્હાને પ્રવેશ થયાં હતાં, પણ મુખ્ય મતલબ **કલાજીની** હતી, તે પાર પડી હતી. **કલાજીને** કાને પોતાની નિર્દોષતા નાખવી હતી, એટલે તેને આ સંજોગ ઘણો ઉતમ થઇ પડયો હતો, પણ કમનસીબ અબળાએ સાહસ કરતાં પ્રથમતો ઠોકર ખાધી હોય, એમ લાગતું હતું. **કલોજી** વિમાસણ કરતો પડયો હતો, બેભાન હાલતમાં બન્નેને સંત્રી લઈ ગયો, તે ખબર રહી ન હતી.

---

## પ્રકરણ ૧૭ મું.

### દિલ્લીના દરબારમાં ન્યાયાધિશ તરીકે પ્રમાદસુંદરી અને પક્ષવાદી તરીકે તારા.

---

પ્રેમમુર્તિ **પ્રમાદ** પોતાના પ્રિય પ્રિતમની મુલાકાત લઇને, સદ્ગુણ સુંદરી **તારા** સાથે તુરંગ બહાર નીકળી, એ પછી હવે

પવિત્ર **પ્રમાદને** પ્રભુની પ્રસન્નતાનો લાભ કેવી રીતે મયો, તે જાણીયે.

**પ્રમાદ** અને **તારા** ત્યાંથી પાદશાહ પાસે આવી. **કલોજી**, સરકારનો વડો ગુન્હેગાર છે, અને તેનું વધુ ભોપાળું ફોડી માન ખાટવા સંત્રી ખૂદ હઝુરમાં લાવ્યો, પણ તે અપમાન પામ્યો! **શાહે**, પેલી બન્ને સુન્દરીઓને પાસે બોલાવી. સંત્રીનું સર્વ વૃત્તાંત સાંભળ્યું, અને સ્ત્રીઓ છે, એ સુણી તેને નવાઇ લાગી. **શાહે** એકદમ તેણીઓને ખુલાસો કરવા કહ્યું, બન્ને જણી શરમાઇ ગઇ, બોલી શકી નહિ. ઘણી વારે **પ્રમાદ** બોલી—

"વ્હાલા પીદર, હું આપની બેટી **પ્રમાદ**—

"અને હું નમ્ર તારા—"

"ક્યા, **પ્રમાદ**, ઓર **તારા**? યહાં યહાંસે?"

"**કલોજી** કેદ થયો, તેને મળવા, અને તેનાપર આવેલી કાળી ટીલી દૂર કરવા આવ્યાં છીયે."

"ક્યા હિમ્મત્ત! નાદાન લડકીયો? કયસી બહાદૂરી?"

"તેમાં શેની બહાદૂરી?"

"પણ તુરંગમેં કયું ગઇ?"

"**કલોજી**ને મળવા. પણ ત્યાંએ હમ અભાગીને અપમાન મળ્યું, અને—

"તુમને ભૂલ કી! અવ્વલ મેરી પાસ અનાથા મગર એઅદબી તો નહિ હુઇ?"

"નહિ, બિલકુલ નહિ."

"અચ્છા. બયઠો. સંત્રી? ચલાજા, બોલો, ક્યા હુકમ હય?" બેટીઓ? ડરનાં નહિ, ક્યા અહેવાલ હય? ક્યા સવાલ હય?"

"હમારા બાપ તુલ્યના સુલતાન? હમે વેળાની મારેલી અનાથ અબળાઓ રખડતી ભટકતી આશરો લેવા આવી છે. હમારે માથે વિપત્તી પડી છે. હમારા પર દૈવ રૂષ્ટ થયો છે. હમારૂં ભવિષ્ય ફુટી ગયું છે" **પ્રમાદે** ગદગદતે કંઠે કહ્યું. શાહને દયાએ વધુ દબાવ્યો.

"અદલ ઇનસાફી શાહ? માત્ર કહેવાનું એટલું કારણ છે કે રાઠોડ **કલોજી** માટે હમે આવ્યાં છીએ. તેનાપર આવી પડેલી આફ્ત, અને તે ઉપર આવેલો અપવાદ દૂર કરવા ઇચ્છીએ છીયે. અમને ઉમેદ છે, કે તમે પૂર્ણ મદદ કરશો, અને અમને સુખી કરશો." **તારા**એ તે પછી ખરી હકિકત કહી.

"બહોત ખૂબ—મગર અફસોસ! **કલોજી** તો કયદમેં હય ઉસકી

પર કર્નલ **લેલી**કાં મારનેકા ગુન્હા હય, ઈતનાહી નહિ, લેકીન મુજકો યહ ગુન્હામેં શામીલ કરનેકે વાસ્તે વો બડા તકસીરવાર હુવા હય-**પ્રમાદસુંદરી** ? **તારા** ? ઉસકું ક્યા સૂજ પડા ? યા અલ્લાહ ! ક્યસા અચ્છા આદમી ? ઉસ્કું યેહ કરનેકા ક્યા કારન ? અગર જો કરના થા, સો કાગદમેં લીખકે ક્યા વાસ્તે કરનાથા ? ક્યાં બાતહે ? **તારા** ? તેરા ખાવીંદ, જો ઉસ્કા દોસ્ત થા, ઉસ્નેભી અયસા કીયા ? મેરી પાસભી નહીં આયા ? ક્યા **લેલી** સાહેબ અબ છોડને વાલે હય ? ક્યા કરૂં ? બોલો ? મયેં ક્યા કરૂં ? "

"મારા મેહેરબાન સૂલતાન ? **કલોજી** બિલકુલ બીનતકસીર વાર **છે. અભયસિંહે** તેનાપર જુઠું તરકટ રચ્યું છે. **તારા** સાથે **કલોજી** ખોટી ચાલ ચલાવે છે, એમ તેના માજી દીવાનના કહેવાથી અને બદમાશ દીવાનનાં **પ્રપંચથી** તે બિચારો નાહક આફતમાં સપડાયો છે. એ વિષે હમારી પાસે ઘણા પુરાવા છે. માટે હમે માગીએ છીએ, કે **કલાજી** રાઠોડપર આવેલું તહોમત દૂર કરવાને, તેનો ઇનસાફ થવા ખાસ દરબાર ભરવી જોઇએ." **પ્રમાદે** વિનંતી કરીને કહ્યું.

"મગર **પ્રમાદ** ? તેરે ક્યા હય ? **કલાજી** તેરેકો ક્યા હોના હય ? વો તો તેરા પીદરકા બડા દુશ્મીન હય ?"

"પણ મારો તે ખાવિંદ છે. મારો તે દાતા છે. મારો તે પ્રાણાધાર છે. તેનાજ માટે મારૂં હરણ થયું હતું. બહારવટીઆ તેજ માટે મને લઈ ગયા હતા, ને ફરીને **અભયસિંહ** પણ **કલાજી** પર વૈર લેવાનેજ મને હરણ કરીને મી. **લેલીને** મહેનત અને ચિન્તામાં નાખ્યા હતા. પણ દુષ્ટભાગી **પ્રમાદ**-આખરે તમારે શરણ આવી છે, ત્યારે તો ઉમેદ છે કે તે સદાની સુખી થશે."

"ક્યા, તુ કર્નલ **લયલી**કે વહાંથી ? હાં, તેરા પીદર મેરેકા

કહેતાથા. મગર વોતો બિચારા મર ગયા. અફસોસ ! નાદાન લડકી! તેરી માદર હયરાન હો ગઇ. ”

“ હા, મારા અન્નદાતા ? અમારી એવી તો અવસ્થા થઇ, પણ તો એ તમારા તરફ નજર કરતાં અમને હિમ્મત આવે છે. ”

“ મત ફીકર. અચ્છા હોગા. તેરા ખાવીંદ ગુન્હેગાર નહિ હોગા, સો ઘડીભરમે મય છુટકારા કરૂંગા—ચાહેસો દરબાર ભરૂંગા ઓર ચાહેસો મયે છોડ દઊંગા, મગર કર્નલ **લેલી**કા ખબર દેના ચાહિયે. ”

“ કર્નલ **લેલી**ને આ વાતની ખબર કરવામાં આવી છે. મારા પર તેની બહુજ પ્રીતિ છે. જેવા આપ મારા તરફ પિતાની માનવંત પદવી ધરાવો છો, તેજ રીતે તે સાહેબ પણ મને પોતાની બેટી **લયલા**ની માફક ચાહે છે. તેઓ આજ રાત્રે આવી પહોચશે, પણ હમારો ઇરાદો એવો છે કે રીતસર દરબાર ભરવી અને ધારાસર ઇનસાફની અદાલતમાં જે જે ગુન્હેગાર ઠરે, તેને શિક્ષા કરવી. ”

“ મગર, તુમ કહેતી હય કે **અભયસિંહ**ને વો કાવતરા કીયા હય, સો અબ ખુલા કરનેકા ક્યા સબબ ? **તારા**કો ખરાબ નહિ હોનાં પડે ? કયુંકે વો ઉસકા ખાવિંદ હય. ”

“ ફિકર નહિ, હું તે માટેજ અહીં આવી છું. મારા કાચા કાનના ભરથારની દેખતી આંખ અંધ થએલી છે, તે ઉઘાડવા માટેજ હું પણ તેની પ્રતિપક્ષી થઇને ઉભી છું. **અભયસિંહ**નો વાંક નથી, પણ તેણે કાચાકાનથી કરેલાં કૃત્યનો પસ્તાવો કરાવવા-ની જરૂર છે. નામદાર ? તે માટે આપે બિલકુલ ફિકર ન કરવી, અને દરબાર ભરવો. પણ તે દરબારમાં **ન્યાયાધિશ તરીકે પ્રમાદ સુંદરીને—**

“ અને **પક્ષવાદી તરીકે તારાને** નીમવી. ” **પ્રમાદ, તારા-**

ની માગણીની વચ્ચે પડીને કહ્યું.

"ખૂબ–લડકીયોં ? તુમેરી ઉમેદ બર આયગી. મય ખુશ હુવા હું, મય શરમીંદા હું કે બહોત તપાસ કિયા સિવા કલાજીકો ગુન્હેગાર કીયા. મગર આખીર વો નિર્દોષ હય. સો ઉસકા નતીજા પાયા જાયગા, ગુન્હેગારો મારા જાયગા. અબ ચલો. ફિક્ર છોડદો. તુમેરે વાસ્તે અલાયદા મકાન તૈયાર પડા હય. ઉસ્મેં રહો, ઔર તુમ ચાહો અયસા અમલ કરો ! તુમકો દરેક ઉમેદો બર લાનેકી છુટ હય. દરબાર ભરેંગે, મગર ઇસ પહેલ્લે સભીકોં બુલાનાં હોગા! અભયસિંહ ઉસકા દિવાન, સભી આયગા, જબ હોગા. અબ ઉસ્કુ યેહી બાત કહેનાં નહિ, કુચ્છ ઔર તોરસેં બુલાયગેં, ઔર, ઔર તોરસેં સબ તમાશા દીખલાયગેં, તુમ ફિક્ર મત રખો, તુમ મેરી બેટીયો હય, તુમેરા કામ, મેરા જીગરસેં જ્યાદા દરકાર કરતા હય. મગર અબ તુમ યહાં અકેલી હય ?"

"નહિ. ધર્મશાળામાં હમારી ગાડી છે."

"કયા બાત ? યેહી ધર કીસ્કા થા ? અબ યહાં આઓ. મેરા મેહેલ ખાલી હય. ઉસમેં રહો. નોકરો ભેજુંગા, સબ બંદોબસ્ત કર દઉંગા." સિપાઇને સર્વ તુરત બંદોબસ્ત કરવા હુકમ આપ્યો. અને એક જણને, તેણીની ગાડી લેવા મોકલ્યો.

"પણ જ્યાં સુધી કલોજી કેદીના વેશમાંથી વિમુક્ત ન થાય, ત્યાં સુધી અમને અન્ન હરામ છે" આ વચન સાંભળીને શાહે આ રજપૂત કન્યાને ધન્યવાદ આપતાં કહ્યું કે "લડકી ? વો ગુન્હેગાર હય, મગર ઉસકોપર અમલ ચલાનેકો તુ મુખત્યાર હય–જા–ચાહેસો કરદે, મેં તેરી પર ખુશ હું" તુરત પ્રમાદે આ વચનનો લાભ લઈને શાહના ખાનગી સિપાઇ સાથે તુરંગના તંત્રીને કહેવરાવ્યું કે "કલાજીની મરજી માફક તેને છુટથી ફરવા દેવો, અગર તે માટે

બહારથી જમવાનું આવે તો જમવા દેવું." આ સિપાઈ ગયા પછી બન્ને સ્ત્રીઓને સલજ્જ મેહેલમાં મોકલવામાં આવી, અને હર્ષાતુર ચહેરે, **પ્રમાદ** ને **તારા** ત્યાં ગઈ. સુલતાનના મેહેલ પાસે ચણાવેલો મેહેલ જે તૈયારજ હતો, તેમાં દાખલ થયાં. અને ત્યાં રસોઇનું સાહિત્ય આવેલું હતું. તે એક રજપૂત દાસીને શાહે મોકલી હોવાથી તૈયાર કરાવ્યું, ને તે માંહેનું **કુલાજીને** મોકલીને તેનો જવાબ આવ્યા પછી ખાવાનો ઠરાવ કરીને બેઠી. ત્યાં ગાડીવાન અને સિપાઇ પણ આવ્યા.

વાંચનાર ? **પ્રમાદ**, અને **તારા**, **કુલાજીને** તુરંગમાં મળ્યા પછી એ બહાદૂર રજપૂત **પ્રમાદ**ના નામની માળા જપતો હતો. પોતાને માટે આટલી હદ સુધી સંકટ વેઠનાર **પ્રમાદ** નિર્દોષ છે, એ વાત તેણે ખરી માની. **અભયસિંહ**નાં કાવતરાંથીજ પોતે ત્રણ ત્રણ વાર ઠગાયો, અને સુખથી વિમૂખ થઇને હાડમાર થયો, એ તેણે અનુભવ્યું. **પ્રમાદ** પોતાની છે, અને તેને વરવું, એ પણ માન્યું: જ્યારે ફરીને પોતાની બચાવ કરનારી સુંદરી તરફથી જેલરને હુકમ મળ્યો, અને એ હુકમથી પોતે બંધનથી મોકળો થયો, ત્યારે તે અધિક ઉપકારના બોજા તળે દબાઇને પોતાના અંતઃકર્ણ મારફત **પ્રમાદ**ને અધિક આશિર્વાદ દેવા લાગ્યો. હવે તેને શાહ તરફનો વહેમ દૂર થયો, અને એ સુંદરી પવિત્ર છે, એ નિશ્ચય થયો, પણ શરમીંદો એટલા માટેજ રહ્યો કે "**પ્રમાદ**, સુલતાન હજુર વીંટી માગશે તો ?" આ વિમાસણ કરે છે, ત્યાં કુદરતેજ તેને યારી આપી. નિર્દોષ **કુલાજીને**, અકસ્માત નવી મદદ મળી, તેની શંકા અને સંકટનું નિર્વાણ થયું. તેના માટે જમવાનું આવ્યું તેમાં **પ્રમાદ**ની ચીઠી, અને સાથે નીશાની દાખલ વીંટી આવી, આ વીંટી જોઇને તે આશ્ચર્યતામાં પડયો. **પ્રમાદ** જેવી એક હિમ્મતવાન, ગુણવાન, અને નેકવંત સ્ત્રી માટે તેને બહુ માન લાગ્યું. અને આખરે પોતે હિમ્મ-

તવંત બનીને, મગરૂર થઇને, વિશ્વાસુ, માયાળુ, અને નિર્દોષ મુર્તિ **સંગાથે** રેહતાં પોતે સુખી થશે, એમ ભવિષ્ય ભાખવા લાગ્યો. આજે સુખથી જમ્યો, અને **પ્રમાદને** પણ જમવાની રજા આપી. રજા આપતાં તેની આંખમાંથી હર્ષાશ્રુ ગીરી પડયાં. કેમકે જે વેળા તેણે સાંભળ્યું હતું, કે પોતાને ખવરાવ્યા પછી, અને તે પણ બંધનથી મુકત કર્યા પછીજ **પ્રમાદે** જમવાનો ઠરાવ કર્યો હતો, આ વાક્ય સાંભળીને તેના અંતરમાં ઉલ્લાસના વર્ષાદે રેલછેલ કરી મુકી હતી. ને તેને માટે આખા તુરંગમાં વાહ વાહના બોલો ઉચરાતા હતા. **કુલાજીનો** આત્મા રાજી થયો. **પ્રમાદને** વરવાનો ઠરાવ કર્યો, ગાનારીનો ખ્યાલ હટી ગયો. પોતાના મિત્રપર તિરસ્કાર છુટયો. અને હવે શું પરિણામ આવે છે, તે પર ઉમેદ ધરી બેઠો. આનંદમાં બેઠો, સુખમાં બેઠો. તુરંગમાં છતાં, મહેલમાં હોય, ગુન્હેગાર છતાં, સરદાર હોય, દુઃખિ છતાં સુખી હોય; અને પાપી છતાં પુન્યવાન હોય, તેમ તેનો અંતરાત્મા મગરૂર થઇને હર્ષમાંજ બેઠો. આ તરફ **પ્રમાદ**, અને **તારાને**, **કુલાજીના** સંતોષની વાત ઝાહેર થઇ, અને તેઓ પણ જમવા બેઠાં, દરમ્યાન સુલતાન તરફથી ખબર આવી કે **કર્નલ લેલી** સાહેબ આવી પહોંચ્યા છે. અને જોધપુર તરફ બે સ્વારને ખાનગી કારણ જણાવીને **અભય** તથા તેના દીવાનને તેડી લાવવા મોકલી દીધા છે. વળી વધુ ખબર પાછળથી એ આપી કે તદીકે **ન્યાયાધિશ** તરીકે **પ્રમાદસુંદરી** અને **પક્ષવાદી** તરીકે **તારાને** બિરાજવાનું નક્કી થઇ ચુકયું છે. આ ખબરથી બન્ને બાળાઓ ખુશ થતી, હર્ષ પામતી, અને ભવિષ્યની ઉમેદોની ઇમારત ચણતી, હવે પછી શું ઉપાયો લેવા, તે બાબત વિનોદ કરતી બેઠી. દરમ્યાન **કર્નલ લેલી**, અને **સુલતાન** તેને મળવા આવ્યા. આ મેળાપનો લાભ **પ્રમાદને** એટલો ગંભિર અને પીડીત થઇ પડયો, કે તેણીની **કર્નલ લેલીને**

જોઇ ચોધાર આંસુએ રડવા બેઠી. આ આંસુડાં અટકાવવાને **કર્નલ લેલી** અશક્ત થયો. આખરે તે પણ રડયો, અને છેવટે બન્ને જણને શાન્ત કરવાને સુલતાનને ખાસ ફરજ પડી. અને ટુંકમાં સ્નેહાશ્રુ બંધ કરીને જે બાબત આગળ કામ લેવું હતું, તે વિષે વાતચીત કરીને દરબાર ભરવાની ગોઠવણ કરી દીધી. જેમાં એ બન્ને સુંદરીઓને જે ઉમેદ હતી, તે બર લાવ્યા. અને મોડી રાત થતાં પોતપોતાને ઠેકાણે ગયાં.

## પ્રકરણ ૧૮ મું.

### ઇન્સાફ.

"અંતે ધર્મે જય, અંતે પાપે ક્ષય."

**કુંલાજી** રાઠોડનું કાવતરૂં, તે પરથી તેનું અકસ્માત કેદ પકડાવું, અને છેવટે તેનો ઇનસાફ થવો તૈયારીમાં છે. આ વાત છુપી રીતે ગામના નગરવાસીઓમાં ચર્ચાવા લાગી. એટલુંજ નહિ, પણ બહાર ગામ પણ એ વાત પવન વેગે ઉડી. રજપૂતાનામાં જ્યારે પ્રથમના બનાવે વાયુ ઉડયો. ત્યારે દરેક રજવાડાંમાં ગંભિર ચર્ચાએ ઘર કર્યું, કેમકે તે વેળા તેનો ઇન્સાફ થવાની વકીજ ન હતી, માત્ર તેને વગર ઇનસાફેજ કેદ કરીને વધુ શિક્ષા પાત્ર થવાની વાતો ચાલતી હતી. પણ હવે જ્યારે ઇનસાફ પર આ પ્રસંગ આવ્યો, અને "અંગ્રેજ બચ્ચો કદી પણ ગેરઇનસાફથી સજા કરતો નથી." એમ વાત ફેલાઇ, ત્યારે રાજપુતાના કંઇક શાન્ત પડયું. અને ઇનસાફની હકિકત જાણવા, તથા ચાલતો મુકદમો નિહાળવાને અમુક બ્હાનાંસર દિલ્હીમાં તેઓ આવવા લાગ્યા! મુકદ્દમો ચલાવવાની તારીખ નીમાઇ નહતી, તોપણ ખાનગી ખબરો પરથી લોકો માનતા હતા, કે હવે

ઇનસાફની અદાલતનું કામ જલદીથી ચાલી શકશે. ઇનસાફ આપવા કોણ બેસવાનું છે, એમ કોઇ કહી શકતું ન હતું; પણ દંતકથામાં **કર્નલ લેલી**, અથવા તો શાહ ખુદ બેસશે, એમ દરેકનું માનવું હતું. પણ એ માનસિક વૃત્તિ પાછળથી બદલાણી હતી. અને કોઈ જૂદાજ માનવને ન્યાયાધીશ ઠરાવવામાં આવનાર છે, એમ ઉચરાતું હતું. આ ચર્ચાએ જે જન્મ આપ્યો હતો, તેથી દિલ્લી શહેર, રજવાડાંથી ભરાતું જતું હતું. અને દરેક સ્થળે આ વાત સિવાય, બીજો ધંધો બહુ થોડી ગતિમાં ચાલતો જણાતો હતો. પરિણામના ગંભિર શબ્દો થી ઘણા જનો ત્રાસ પામતા હતા. જ્યારે **કલાજી**ના કેટલાક દુશ્મનો મોદ પાપીને તેની ઇર્ષા કરતા હતા. જો કે એ નિંદા તેને પાછળ વિકારી થઇ પડનારી હતી.

આ ગંભિર ચર્ચા છેવટ જોધપૂરના દરબાર **અભયસિંહ**ના કાનપર પણ આવી, પરંતુ તેનું મન દ્દઢ હતું; **કલાજી**પર રચાયેલું કાવતરૂં નિર્ભય છે, એમ તેનું માનવું હતું. એટલે મુકદ્દમો ચાલશે, તો **કલાજી** વધારે સજાને પાત્ર થયા છતાં પોતાને કંઇજ અગવડ આવે એવું ધારવામાં ન હતું. એટલે તે નિશ્ચિંત થઇને પોતાના દિવાન, **તકેંપ્રસાદ** સાથે દિલ્લી ચાલ્યો હતો.

વાંચનાર ? **કમળાપ્રસાદ**, બન્નેથી છુપો દિલ્લી જવા ધારતો ન હતો. પણ પ્રથમજ **અભયસિંહ** સાથે જવાનું તેને ઠરેલું હતું, પરંતુ કંઇ કારણ કહાડીને તે રોકાયો હતો. **કલાજી**ની સહી સાથનો કોરો કાગળ આપવા આવનાર સિપાઇને કહેવાનું, તથા તેની કેટલીક બાતમી મેળવીને આવવાનું બાકી હતું, તે પૂર્ણ કરીને પાછળ તે ગયો. બીજે દિવસે દરેક જણ દિલ્લીમાં પહોંચી ગયા હતા, પણ ત્યાં જતાં તો દરેકને જુંદુજ મંડાણ થએલું લાગતું હતું. **કલાજી**નો ઇનસાફ થવાનો છે,

અને તે માટેજ **અભય** તથા **તર્કને** બોલાવવામાં આવ્યા છે, આ વાત જોધપુર દરબારના ઉતારામાં આવી પહેંચી. વળી વધુ ખુદ **કમળા-પ્રસાદેજ** જણાવી. પણ તેથી **અભય** અને **તર્ક** ભય પામ્યા નહિ, કેમકે સુલતાન પોતાના પક્ષમાં છે, એમ તેનું માનવુંહતું. થોડી વારે સુલતાન તરફથી લિખિત લેખ આવ્યો કે "આવતી કાલે દરબાર ભરવાની છે, અને **કલાજીનો** ઇનસાફ થવાનો હોવાથી તમારી પાસે જે સાક્ષી પૂરાવા હોય તે હાજર રાખવા, અને બરોબર અગ્યાર વાગે કોર્ટમાં હાજર રહેવું." ઇત્યાદિ વિગત જણાવવામાં આવી. ઘડીભર તો વિચારમાં પડયા, પણ પછી **કમળાપ્રસાદ** સાથે છુપી મસલત કરીને બીજે દિવસે સર્વે કોર્ટમાં હાજર થઇ ગયા! કામ શરૂ થઇ ગયું.—જુબાનીઓ થઇ ગઇ, ને આ ચુકાદો થયો.

"**કલાજીએ** જોધપૂરના દરબાર **અભયસિંહની** સાથે **તારા** નામની સતી અને શુદ્ધ રાજકન્યાનો વિવાહ કરાવી દીધો હતો. એ **તારા, કલાજી** સાથે પરણવા ઉત્સાહી હતી. પણ **કલાજીએ** બીજી સ્ત્રીને પરણવાનું વચન આપ્યાથી **તારાનું** પાણિગ્રહણ કરવાને ના પાડી હતી. ને **તારાને** પોતાના જેવાજ રાજવંશી **અભય-સિંહની** સાથ પરણાવી—**અભયસિંહ, કલાજીનો** બાળ મિત્ર હતો. **અભયસિંહના** રાજ્યમાં તે આવવાથી **અભયસિંહની** પ્રજા ન્યાયમાં અને બીજી બધી વાતે સુખી થતી ચાલી હતી. **કલાજીના** આવવાથી જોધપુરના માજી દિવાન **તર્કપ્રસાદનાં** તર્કટો ખુલ્લાં કરવામાં આવ્યાં હતાં. ને તેને બરતરફ કરવામાં આવ્યો હતો, **કલા-જીનું** ન્યાયી વલણ એ ઉપરથી સાબિત થાય છે, કે **તર્કપ્રસાદનોજ** દિકરો **કમળાપ્રસાદ** સદાચારી હોવાથી તેને પોતાની પાસેજ ખાનગી કારભારી તુલ્ય રાખ્યો હતો. આ **તર્કપ્રસાદને, કલાજી** કાંટાની

માફક ખુંચતો હતો. તેથી તેનું કાશળ કાઢી નાખવાની સ્વાભાનિક ઇચ્છા **તર્કપ્રસાદ**ને ઉત્પન્ન થઇ! "લોભ પાપનું મૂળ" **કલાજી** અને **તારા**નો અઘટિત સંબંધ છે," એમ જણાવી જોધપૂર દરબારને ભંભેર્યો. જોધપુર દરબાર, "નગરશેઠની કન્યાનું પાતિવ્રત્યપણું ભંગ કરવાની ઇચ્છા રાખે છે." એમ કહી **તારા**ને ભંભેરી, તથા **કલાજી**ને તે દ્વારા ભંભેર્યો, આવા નીચ બુદ્ધીના ઘરમાં રહેવું પોતાને સલામતી ભરેલું ન લાગવાથી **કલાજી** જવાને ઇચ્છા ધરાવવા લાગ્યો; જે હેતુ **તર્કપ્રસાદ**નો હતો તે પાર પડયો, તેથી **તર્કપ્રસાદ** ખુશી થયો. પણ **કલાજી**નું જીવન એજ **તર્કપ્રસાદ**ને દુઃખદાયક હતું. ને તેથી આ કાગળ જે રજુ થયો છે તેમાં **કલાજી**ગા પ્રયાણના વખતે જવાબનો જરૂર સબબ બનાવ્યો.

"આ બધી હકિકત **કલાજી** પોતાની જુબાનીમાં લખાવે છે. અને તેને **અભયસિંહ**ની જુબાનીથી સ્હેજ ટેકો મળે છે. એ ટેકો એટલો છે કે **કલાજી**ની જુબાની ખરી હકિકતથી ભરેલી છે. એમ માનવાને સઘળાં કારણો મળી આવે છે.

"**અભયસિંહ**ની રાણી **તારા**ને મારી નાખવાની કોશિશ, **અભયસિંહે** કર્યા બદલ **મારા**ની જુબાની બસ છે. વળી તેમાં પણ **તર્કપ્રસાદ**નો હાથ હતો. એમ **મારા** જણાવે છે. તે **કલાજી**ને મળતી અને ખરેખરી બનેલી હોય, એમ કોર્ટને ખાત્રી થાય છે.

"આ ઉપરથી કોર્ટ નિશ્ચય કરે છે કે, **કલાજી** ઉપર આવેલા તોહોમતો જુઠાં છે. અને તેના ઉપર આ દુઃખનું વાદળ કેવળ **પ્રપંચી** લોકોના પ્રપંચથી આવેલું છે. જેથી **કલાજી**ને છોડી મૂકવામાં આવે છે. ને **કલાજી**ને વિનાપરાધે આટલું સહન કરવું પડયું છે, તેને માટે કોર્ટ દિલગીર છે.

"આ કેસને લગતી બીનામાં કોર્ટને કહ્યા વગર નથી ચાલતું,

કે **કલાજી** જેમ દોષમુક્ત થાય છે, તેમ તેના ઉપર આવેલાં તહો-મત તેના મૂર્ખાઇ ભરેલા એક કાર્યનું પરિણામ છે, એમ તેણે માનવું જોઇએ. અસલથી રજપૂતો વિશ્વાસુ છે, અને રજપૂત લોહી વિશ્વા-સથીજ જણાઇ આવે છે. પોતાનો પક્કો દુશ્મન જાણ્યા છતાં, ને રાજ્યથી પોતે તેને દૂર કર્યા છતાં કોરા કાગળ ઉપર લેખ લખવાનું કહી સહી કરી આપે, અને એ કાગળ તેના સ્વાધિનમાં આપીને મૂર્ખાઇ ભરેલું પગલું એક વિશ્વાસુ રજપૂત વગર બીજો કોણ ભરે ? એ વાત અમે માનતા નથી. રાજકારભારમાં ધુરંધર, લડાઇમાં શુરો, કાર્યે દક્ષ, માતા સેવામાં અનુકુળ છતાં આ વખતે કેવળ બાળક ન કરે, એ કાર્ય વિશ્વાસથી કરવામાં **કલાજી**એ કંઇ પણ વિચાર ન કર્યો, એ કોર્ટ બહુ આશ્ચર્યની નજરે જુએ છે.

"આ કામના મધળા સાક્ષીઓમાં **કર્નલ લેલી** અને **કમળા-પ્રસાદનો** કોર્ટ ઉપકાર માને છે—કે જેઓએ પોતે ખરી બિના કોર્ટ આગળ રજુ કરવામાં કંઇ પણ પક્ષપાતી દર્શાવી નથી. તેમ ઉઘાડી પાડતાં અચકાયા નથી. **કર્નલ લેલી**એ બિલકુલ પોતાના સંબંધનો કેસ છતાં નિર્વેરથી જેજે બિના પોતા આગળ રજુ હતી તે દેખાડી આપી છે. અને સત્ય શું છે ? તે આપવા માટે કોર્ટ આગળ વખતો વખત અરજ કરી છે. **કમળાપ્રસાદે** પોતાના પિતા વિરુદ્ધ કેસ છતાં ખરી સાક્ષી આપવાને હિંમત કરી છે. અને વિશેષ વળી પોતાના રાજાના ને પિતાના પ્રપંચથી થતાં દુષ્ટ કાર્યો અટકાવ્યાં છે. એટ-લુંજ નહિ પણ ખુલ્લાં કરી આપ્યાં છે: **કલાજી**એ એ માણસને ઓળખવામાં, માણસની પરિક્ષા કરવામાં કુશળતા બતાવી છે. એમ કહીએ, તો ચાલે તેવું છે. અને **કમળાપ્રસાદે** જે નિમકહલાલી કરેલી છે, તે ખરે વખાણવા લાયક છે. તેમ મી૦ **લેલી**નું કૃત્ય પણ બહુ પ્રશંસનીય છે.

"નામદાર દિલ્લી સરકારને આ કૃત્યમાં કશો સંબંધ નહિ હોવા છતાં, પ્રપંચી પુરૂષોએ તેનું નામ ખરડેલું છે. એ જાણી દિલ્લી સરકાર દિલગીર થઇ છે. અને એટલાજ માટે આ કેસની સચ્ચાઈ જગ જાહેર કરવા આ કોર્ટની નીમણોક કરવામાં આવી, તેમજ એ સચ્ચાઇ ખોલવામાં જેટલી બની, તેટલી મદદ નામદાર દિલ્લી સરકારે આપી છે—માટે કોર્ટ તેનો ખાસ આભાર માને છે.

નામદાર દિલ્લી સરકારને આ કોર્ટ અરજ કરે છે, કે આ કામમાં **કલાજી** ઉપર ખોટો પુરાવો ઉભો કરવામાં **તારા** જેવી નિરપરાધી સ્ત્રીને મારી નાખવાને પ્રયત્ન કરવામાં, જોધપૂર દરબાર અને તેનો દિવાન **તર્કપ્રસાદ** ચોખ્ખા ગુન્હેગાર છે. માટે તેના વિષે ઘટારત કરવું. કે જેથી દેશી રાજા, પ્રધાન ચોંકતા રહે.

"કોર્ટ સંતોષથી જાહેર કરે છે, કે **કલાજી** રાઠોડ આ કેસમાં કેવળ નિરપરાધી છે—અને તેના સામે ઉભા થએલા પ્રપંચોથી તેને ઇશ્વરે બચાવેલો છે."

**ન્યાયાધિશ**નો ઠરાવ પુર્ણ થતાં દરબારમાં લોકોએ તાળીઓના અવાજથી **કલાજી**ને વધાવી લીધો. અને **અભયસિંહ** તથા **તર્કપ્રસાદ** ભણી તિરસ્કારની નજરથી જોઇને તેને ધિઃકારવા લાગ્યા. **દિલ્હી સુલતાન** તુરત ઉભો થયો. અને દરબાર શાન્ત થઈ. **કલાજી**-પર આવેલું તહોમત દૂર થતાં તેને બિલકુલ છુટો કરવાનો હુકમ કરીને, **સુલતાન**, **અભયસિંહ** જેવા રાજાના કાળાં કામ માટે બહુજ સખ્ત ભાષામાં ઠપકો આપી, સિંહાસનથી નીચે ઉતરીને **બહાદૂર કલા**ને ભેટી પડયો. તુરત ન્યાયાધિશે પણ મળવા બદલે માત્ર હાથમાં હાથ મેળાવી સલામતી ચાહી, પક્ષવાદીએ પણ **કલા-જી**ને ધન્યવાદ આપતાં, અને આરોગ્યતા ચાહતાં સલામતી લીધી. **કર્નલ લેલી**એ, **કલાજી**ને થએલી હરકતને માટે દિલગીરી બતાવીને,

પોતાની તરફથી પુરતા શબ્દોમાં માન આપ્યું. **કલાજીએ** સર્વનો ઉપકાર માન્યો. ન્યાયધિશ કદી **અભયસિંહને** તથા **તર્કપ્રસાદને** વધુ ગુન્હાના તકસીરવાર ઠરાવે, ત્યાં સુધી સ્હેજ સભ્યતાથી પોતાની નજર તળે રાખવાનો સત્તાવાર હુકમ **શાહે** ફેરવ્યો. **અભયસિંહ** શરમાઇને **શાહને** પગે પડયો. માફી માગી—**શાહે** તિરસ્કાર કર્યો. **કલાજીને** અને **કર્નલ લેલીને** શરણે થયો, અને "પોતાની ભૂલ માત્ર **તર્કપ્રસાદને** લીધેજ થયેલી છે. અનાચાર પ્રવર્તાવનાર દુષ્ટ કારભારી નાગરના હાથથી પોતે આ હાલતે આવ્યો છે, માટે માફી બક્ષવી." આવી ગંભિર વિનંતી કરીને આખરે પસ્તાવો કરવા લાગ્યો. વળી **તર્કપ્રસાદની** લુચ્ચાઇનો વધુ દાખલો આપતાં, **તારા** પાસેથી લખાવેલી ચીઠી બતાવી, જે પક્ષવાદી **તારાએ** તરત ખુંચી લીધી, અને **તર્કપ્રસાદ** પ્રતિ સ્વાલ પુછયો, તેનો જવાબ **તર્કપ્રસાદ** તરફથી ખરોજ મળ્યો, કે "આ સર્વ કૃત્રિમતા છે" એટલુંજ નહિ પણ **તર્કપ્રસાદે** પોતાનો સર્વ ગુન્હો કબુલ કરીને સર્વની પાસે માફી ચાહી. આ પરથી **અભયસિંહ** નિર્દોષ ઠર્યો, તોપણ તેને સભા વચ્ચે **સુલતાને** એટલો તો શરમાવ્યો, કે તેની ત્યાંથી નીચેથી ઉપર જોવું ભારે થઇ પડયું! એક રાજ્ય કારભારને ના લાયક શખ્સ ઠરાવી તેની રાજ્યધાની ખુંચી લેવાની ધમકી આપી, પણ છેવટે "**તારા** રાણીની દયાને ખાતર તેઓ રહેવા દેશે, એ જણાવ્યું. અને "**તારાની** શોધ કરવા પોતે જે માણસોને મોકલેલાં છે તે લઇને આવતી કાલે આવશે" એમ **સુલતાને** કહ્યું. **અભયસિંહ** આભાર માની નમી પડયો. વળી **સુલતાને, તર્કપ્રસાદને** તેનાં કાળાં કામ માટે દુનિયાંનો ધિઃકાર બતાવી તેના પુત્ર **કમળાપ્રસાદનો** દાખલો આપ્યો. એના જેવા કુલીન સ્વભાવના નરથી રાજ્યની આબાદી થવા જણાવ્યું. જ્યારે **તર્ક-**

**પ્રસાદ** જેવા કારભારીથી રાજ્યની પાયમાલી થવાનું ઠરાવ્યું. એક ચકોર અમલદાર છતાં તે કાળાકામના કરતુકીઓને રાજ્યથી દૂર કરવા જોઇએ, એવો ખાસ ઠરાવ કહાડયો, અને એવા પાપી કારભારીઓથી દેશી રજવાડાં ધુળ મળવા ઉપરાંત પ્રજાને ફોલીને ખાઇ જશે, એમ કરીને **તર્કપ્રસાદ**ને કેદ કરવાનો હુકમ આપ્યો. **કમળાપ્રસાદ**ને ઇસારામાં સમજાવ્યો, અને **તર્કપ્રસાદ**ને, એકદમ કેદીની હાલતમાં, પ્રેક્ષકોના ધિઃક્કાર વચ્ચે લઇ જવામાં આવ્યો. પછી **શાહે**, તેને યોગ્ય રીતે રાખવા **કમળાપ્રસાદ**ની માગણીથી હુકમ આપ્યો. અને **કલાજી**ને સાથે લઇ, મહેલ તરફ ચાલ્યા. એમની સાથે ન્યાયાધિશ, પક્ષવાદી, અને મી૦ **લેલી** વગેરે ગયા—પણ ન્યાયાધિશ, **તથા** પક્ષવાદી **તારા** યા **પ્રમાદ** છે ? એ કોઇ જાણી શક્યું નહિ. **કલાજી** પણ સમજી ન શક્યો. પોતાની પ્રિયા અને **તારા** વિષે શાહને પુછ્યું, તો જવાબમાં બીજા દિવસે ભરવા ધારેલી દરબાર, અને તેમાં આપવા ધારેલા શીરપાવ વખતે મેળાપ કરી આપવા કહ્યું. **કલો** અધીરો થયો. **શાહે**, તેને અજાણજ રહેવા દીધો, મેળાપ ન કરાવ્યો. અને બીજે દીવસે દરબાર ભરવાનો હુકમ કહાડયો. **પ્રમાદ**, તથા **તારા** સંતોષથી ગુપ્ત રીતે ઉતારે આવી ગયાં.

---

## પ્રકરણ ૧૯ મું.

### વિવાહોત્સવ.

---

**વિવાહોત્સવ, એ આનંદોત્સવની પરિસીમા છે.**

ઇનસાફની દરબાર બરખાસ્ત થઇ. રજપૂતોનાં ઉકળતાં લોહી ઠંડાં થયાં, **કલાજી**ના મિત્રવર્ગમાં આનંદ પથરાઇ રહ્યો, બલ્કે ઈન-

સારી હૃદયના નિસ્પૃહીજનોને સત્ય પ્રગટ થતાં **કલાજીને** આશિર્વાદ આપવાને બીજા દિવસની દરબારમા ભરાવા લાગ્યા. બરાબર સાંજના ચાર વાગ્યાનું મુહુર્ત હતું. આ દરબારમાં **કલાજીને, કમળાપ્રસાદને,** અને **કર્નલ લેલીને** માન આપવાનું હતું; તથા **પ્રેમાદસુંદરી** તથા **તારા,** હજી સુધી છુપાંજ રહેલાં હતાં. તેઓની શુરવીરતા, દઢતા અને પવિત્રતાનાં જાહેર વખાણ કરવાનો ઇરાદો **દિલ્લી સુલતાનનો** હતો. આ દરબાર વખતે ઘણાં રાજરજવાડાં એકઠાં થયાં હતાં. અને **અભયસિંહના** કર્તવ્યપર ધિઃકારની નજરે જોવાને, અને **કલાજી** જેવા રજપૂતચંદ્રને માનની નજરે જોવાને ચાર વાગાની અંદર ભરાઇ ગયા હતા. નગ્રવાસી જનોનો ઉતમ સમુહ મળી ગયો હતો, અને મકાન ચોતરફ ખુલ્લું છતાં સર્વ બારી બારણાં બંધ કરેલાં હોય, તેવું માલમ પડતું હતું. માત્ર લોકોની ગીરદી અને પૂર્ણ ઉલટનુંજ કારણ હતું. ચાર વાગ્યા કે તુરત **દિલ્લીશાહ, કલાજીને** તથા પોતાના વજીર અને **કલાજીની** સાથે એક ગુજરાતી કામદારને લઇને દરબારમાં પધાર્યો. સર્વેએ તાળીઓના અવાજથી સહર્ષે માન આપ્યું. અને પોતાની બેઠક પર તે બિરાજ્યા—શરૂઆતમાં **સુલતાન** બોલ્યા, કે "દાસ્તાન ઉર્દુ હય, ઇસ વાસ્તે ગુજરાતી જબાનમે સમજાનેકે લીયે મેરા કામદારકું હુકમ દેતા હું!" એટલું બોલીને બેસી જતાં તરત કામદાર ઉઠ્યો, અને બોલ્યો—

સભાજનો ? આજનો દિવસ જેટલો દિલ્લી શેહેનશાહને તથા તેના હાથ તળેનાં તમામ રાજ રજવાડાં—અને પ્રજાને આનંદમય છે, તેટલો બીજો દિવસ હજી સુધી આવેલો નથી. કેમકે આજે **દિલ્લી સુલતાન** તથા બીજાઓ એક મહા જખુન પાપીનાં કાળાં કરતુકથી બચી જઇને કિનારે આવી પહોંચ્યા છે. અગર જો આ ભેદનો ખુલાસો **દિલ્લી સુલતાન** ન કરતે, તો ખચિત નિર્દોષ લોકો

માર્યાં જાત, અને તોફાની, પ્રપંચી અને દગલબાજ નર ઠરાવી જાત, પણ કુદરતે તેમ થવા દીધું નથી. આ કપટ ખુલ્લું કરવાનું પ્રથમ માન માત્ર એ રજપૂત બાઇઓને છે, કે જેણીએ શુદ્ધ કેળવણી લઇને તેનું ખરૂં સાર્થક દર્શાવી આપ્યું છે; એ બાઇઓ કોણ છે? તે પછી જણાવવામાં આવશે, પણ તે પ્રથમ **બહાદૂર કલા** જેવા નિર્દોષને તેની નિર્દોષતા, દ્રઢતા અને મહત્તા માટે કંઇ કહેવું જોઇએ.

**કલાજી રાઠોડ**નું કર્ત્તવ્ય આ બીજી વખત પૂર ભપકામાં અને રજપૂત કોમને રંગ પહોંચાડે, તેવું રજુ થયેલું જોઇ, હું સર્વ રજપૂતાના રાજાઓને **દિલ્લીશાહ** તરફથી મુબારકબાદી આપુંછું. **કર્નલ લેલી**ના કહેવા પ્રમાણે એક વિદ્વાન લખે છે કે **Who noble ends by meads** obtains, or failing, smiles in exile or in chains Like good aurelius set him reign, or bleed like Socrates, that man great indeed " "મહાપુરૂષ તો ખરેખર તેજ છે કે જે ઉંચ સાધનથી ઉંચ પુરૂષાર્થ સંપાદન કરે છે, કદાપિ તેમ કરતાં નિષ્ફળ થાય, અને દેશપાર કરેલ, કે. બંધનમાં હોય, તો પણ તે પ્રસન્ન રહે છે. સારા **ઓરેલીઅસ** નામના રોમના મહારાજાની પેઠે તે રાજ કરો, કે **સોક્રેટીસની** પેઠે તેનો પ્રાણ લેવાઓ, ગમે તે અવસ્થા હો, તો પણ તે મહાજન છે" એ વાક્યની મહત્તા આપણા **બહાદૂર કલાજીને** શોભા આપે છે. કેમકે તેણે પોતાથી બને તેટલી શુદ્ધ બુદ્ધિ રાખીને પોતાના મિત્રને મદદ કરેલી છે. દ્રઢતાથી સંકટ વેઠયું છે, અને ઉંચ બુદ્ધિથી તેના મિત્રને ઉપકાર કર્યો છે. તો પણ તેણે બદલાની આશા રાખી નથી; પોતાને મળતો લાભ છોડીને, અને બીજા લાભો તદન ખોઇને બીજાને એ કોણ આપે? માત્ર **કલોજીજ**. કે જે એક રજપૂતાણીને પેટે રત્નરૂપ ઉત્પન્ન થયો છે. ધન્ય છે એ મહા-

# બ્હા. કલો અને પ્રમાદસુંદરી.



દિલ્હી દરબારમાં બ્હા. કલો અને પ્રમાદનો વિજય.

પ્ર. ૧૯, પૃ. ૧૭૨.

નરને કે જેણે અસહ્ય સંકટ સહીને વગર સ્વાર્થે, દેશનું અને કોમનું ભલું કરવામાં પોતાની જીંદગી ગુજારી છે. અને એ કામ કરવા તેણે દેશનો, ઘરનો અને સંસારનો ત્યાગ કર્યો છે. જે સાંભળીને કોણ એવો અકરમી હશે કે તેને હર્ષનાદથી નહિ વધાવે? ( **તાળીયો.** ) **કલાજી રાઠોડપર** આવેલાં તહોમત માટે દિલ્હી સરકાર બહુજ નારાજ થઇ છે. પણ ભાવી પદાર્થ અલૌકીક છે. છેવટ નામદાર સરકાર, **બહાદૂર કલાજી**ને પોતાની તરફથી સવાલાખનો એક હીરાનો હાર તથા બાર હજારનું આ મંદીલ ઉપરાંત સાલ જોટા, અને પોતાની તરફથી વધુ ઇનામ દાખલ પાંચ ગામ ખાલસા આપે છે; અને જોધપુર દરબારે પોતાના મિત્રને હેરાન કરવા જે નાદાની તથા ભૂલ કરી છે, તેનો પશ્ચાતાપ જાહેર કરીને, ને પોતાના રાજ્યમાંથી બે ગામ **બહાદુર કલાજી**ને ખાલસા કરી આપે છે અને સરકાર ઉમેદ રાખે છે, કે રજપૂત સંસ્થા અને દિલ્હી સરકાર વચ્ચે પડેલા વાંધાનું છેવટ આવતાં સર્વ ખુશીના પોકારો વચ્ચે **કલાજી**ને વધાવી લેશે. ( તાળીઓના પુર્ણ અવાજ થાય છે. )

હવે મી૦ **કર્નલ લેલી**ની વાત જણાવવી જોઇએ. એ અંગ્રેજ અમલદાર આજકાલ કઠણ અમલમાં પણ પોતાની ગંભિરતા, સાદાઇ અને શ્રેષ્ટતા બતલાવીને આપણને કેટલાક ચાહમાં ઉતાર્યા છે. અંગ્રેજ સત્તા અને ન્યાયનું એક સરખાપણું બતાવવાને આ વખતે **કર્નલ લેલી**એ જે દાખલો હિંદુસ્તાનની પ્રજામાં બેસાડયો છે, એ પરથી ભવિષ્યની સત્તા–હિંદીવાનોને ખરેજ લાભકારક નિવડવી જોઇએ. નિઃસ્વાર્થપણે પોતાનો કીમતી વખત રોકીને આપણને સલાહ દેનાર **કર્નલ લેલી**એ આ **બહાદૂર કલા**ના કેસમાં જે કીમતી મહેનત ઉઠાવી છે, તથા ન્યાયને ઇનસાફ આપવા જે પ્રયત્નો કર્યા છે, તેના પ્રમાણમાં મ્હારી આ એક અદના સંતોષ હું ખુશીથી જાહેર

કરૂં છું તે મી૦ **લેલી** સ્વીકારશે ! વિશેષ **કમળાપ્રસાદ**ની બાબતમાં **સુલતાન** ઘણા ખુશ થયા છે. ખચિત જો દેશી રજવાડામાં **કમળા-પ્રસાદ** જેવા શખ્સ ન્યાય ચલાવનારા હોય, તો એ રાજ્યની પ્રજા એક તે રાજાને પરમેશ્વર તુલ્ય પુજી શકે. જેણે સત્યતા પ્રગટ કરવા પોતાના પિતાનો પણ પક્ષ ન રાખી પ્રપંચ જાહેર કર્યો, એ પોતાનાં ભવિષ્યની કીર્તિ માટે અને ઇશ્વરની પ્રસન્નતા મેળવવાનું થોડું કામ નથી કીધું. ધન્ય છે એવા નરને, કે ન્યાયને ખાતર, ધર્મને ખાતર, અને લાગણીને ખાતર તેણે અનેક સંકટો વેઠયાં છે, માત્ર તેનો અદના અવેજ **દિલ્હી સુલતાન** વાળી આપે છે. અને **કમળાપ્રસાદ**ને આ-જથી દિલ્લી દરબારનો ન્યાય ખાતાનો વડો ઓધ્ધો આપવા કબુલ થાય છે. તે ઉપરાંત તેને બે ગામ ખાલસા કરી આપે છે.

હવે જોધપુર દરબારે જે કામ કીધું છે, તે માટે વધુ બોલવું, એ રાજાની મહત્તા માટે લાંછન રૂપ થઇ પડશે, તોપણ એટલું તો કહેવું જરૂરનું છે કે જો દેશી રાજાઓ, માત્ર પોતાની પ્રજાની કે અમલદારોની પૂર્ણ ચોકસી કર્યા સિવાય તદન એક મનથી કાને સાંભળીને ઇનસાફ આપશે, તો તેના રાજ્યની પાયમાલીનું છેવટનું બહુ લાંબે વખતે નહિ, પણ થોડાજ વખતમાં આવી જશે. હિચકારા **તર્કપ્રસાદ**થી જોધપુર રાજ્યની કેટલી પાયમાલી થઇ છે? ખચિત એવા દુષ્ટ કારભારીઓનો દુનિયામાંથી નાશ થવો જોઇએ છે. ને તેથી **તર્કપ્રસાદ**ને ખૂનીથી તો નહિંજ પણ જન્મદેશનિકાલની સજા ફરમાવવામાં દિલ્લી સરકાર આંચકો ખાતી નથી–"

આટલું બોલી કારભારી બેસી ગયો, તેટલામાં તરત **કમળા-પ્રસાદે** નમ્રતા પૂર્વક પોતાના પિતાને બચાવવાની વિનંતી કરી, જોકે તે માટે **દિલ્હી સરકારે** દિલગીરી બતાવી, પણ આખરે **કમળાપ્રસાદ**ના માનને ખાતર, **બહાદૂર કલાએ** અને **કર્નલ**

**લેલીએ** ભલામણ કરવાથી, **તર્કપ્રસાદને** માફી બક્ષી. **તર્કપ્રસાદ**, પોતાના અપરાધની માફી મળતાં દિલ્હી સરકારને, મી० **લેલી**-ને અને છેવટે **કલાજીને** પગે પડયો, અને સભા વચ્ચે પોતે વૃદ્ધાવસ્થાનું સુખ મેળવવા કાશી જઇ સન્યાસી થવાની રજા લીધી. તે બાદ તરત ફરીને દિલ્હી શાહના ખાનગી અધિકારીએ ઉઠીને કહ્યું "રજપુતોની પથરાઇ રહેલી શરમ અને મર્યાદામાં પ્રગટ થએલી બે રાજબાળાઓ વિષે ઇશારો કરતાં ખુશી ઉપજે છે, કે એ બાળ કન્યાઓએ, પોતાની પવિત્રતાને ખાતર કેટલું વેઠયું છે? એ રાજ-કન્યાઓ, આપણા ન્યાયાધિશનું કામ કરનારી, જયગઢના ઠાકોર જયસિંહની પુત્રી **પ્રમાસુંદરી** હતી. અને પક્ષવાદીનું કામ કરનાર વીરપુરના ભાકી ઠાકોરની કન્યા તથા જોધપુર દરબારની મહારાણી રાની **તારા** હતી, જેઓ હાલ અહીં હાજર છે." તરત તેઓ ઓ-ઝલ મુખે દાખલ થાય છે, **કલાજી** તથા **અભય** આશ્ચર્ય પામ્યા.

"આ બન્ને સ્ત્રીઓ માટે જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. કેમકે આ સ્ત્રીઓએ, રજપૂતાનાની બદીનો નાશ કરીને સુખના સુર્યનો ઉદય આપેલો છે. જેણે પોતાની પવિત્રતાને ખાતર, વને વન, અને જંગલે જંગલ ભટકીને આખર સત્ય રૂપ બતાવી આપ્યું છે, જેને શાહ પોતાની બેટી તુલ્ય ગણીને—આ સમયેજ બન્નેની મરજી મુજબ **પ્રમાદસુંદરીનું કલાજી** રાઠોડ સાથે લગ્ન કરી બે ગામ બક્ષીસ કરે છે. તથા જોધપુર દરબારને તેની પરણેલી સતી સ્ત્રી **તારા** સાંપે છે" **સુલતાન** આ ભાષણ પુરૂં થતાં નીચે ઉત-રીને, **પ્રમાદ** તથા **કલાજીનો** હાથ પકડી લગ્ન ગાંઠ નક્કી કરી આપી. અને એ ખુશાલીમાં **કલાજી રાઠોડને "બહાદૂર"** એ ખેતાબ બક્ષિસ કર્યો. **કલાજીએ**, વિવેકથી કબુલ કર્યો. અને શાહનો ઉપકાર માન્યો. **તારા, અભયસિંહ** પાસે જઇ નમી. **અભય**, શરમાયો!

પોતાથી બનેલું સાહસ અઘટિત ગણીને **તારાની** કને માફી ચાહી. છેવટે ખુસાલી વચ્ચે, ગોઠવણ મુજબ દરબારે નાચ કરાવીને પાન-બીડાં વહેંચી **બહાદુર કલો** અને **પ્રમાદસુંદરીના** વિજયધ્વની સાથે દરબાર બરખાસ્ત કરી. રજપુતોમાં આનંદ પથરાયો. તથા બનેલી બીનાથી સૌ દેશીરાજા રાજ સંભાળવા લાગ્યા. અંગ્રેજ રાજ્યનો જય આખા હિંદુસ્થાનમાં વધતો ચાલ્યો. **કલોજી, પ્રમાદને** લઇને જયગઢ ગયો. ત્યાં **પ્રમાદની** માતાને મળીને ધામધુમ સાથે લગ્ન કર્યાં. **કલાજીને** તેની સાસુએ, **પ્રમાદના** પલ્લામાં ઘણું દ્રવ્ય—જમીન આપ્યું, તોપણ જાત્યાભિમાની **કલોજી** પોતાના રાજ્યમાં આવીને રહ્યો અને માત્ર ઉપજ સંભાળી. **અભય** તથા **તારા, કલાજીને** પોતાના મિત્ર તરિકે ચાહવા લાગ્યાં. **કલોજી** અને **પ્રમાદસુંદરી** પોતાના સુખિ સંસારની શરૂઆત માંડી બેઠાં. અને **પ્રમાદે**, લીધેલી કેળવણી અને ચલાવેલો સંસાર સફળ નીવડયો ?

---

तासां तु वाक्यं भवतीह मिथ्या नजातु लोकेषु चराचरेषु
तस्मात्सदाता परिपूजनीया कामान् समग्रानभिकामयानै ॥

**" मत्स्य पुराण. "**

पत्न्यु पानीक्त पत्निही सर्वस्य मित्र
मित्रुत्वाय यद्वैपत्नी यज्ञस्य करोतिमिथुन
तदयो पत्निया एवैष यज्ञस्य न्वारंभोऽनाछित्वै

**" कृष्ण यजुर्वेद संहिता. "**

**સમાપ્ત.**